

# श्री ज्ञान सूर्योदय

## પૂર્વાર્દ્ધ—ભાગ ત્રીજો.

## (ભક્તિયોગ અને—)



# कार स्वरूप दर्शन.


લખનાર—

ભક્તરાજ માણેકલાલ જમનાદાસ

મહુલારજી.




આગળ જે મૂલ્ય દર્શાવ્યું છે તે તો માત્ર સ્થૂળ પદાર્થાદિનુંજ છે. પરમ પૂજ્ય સત્પુરૂષોના અપૂર્વ, અખૂટ, શાંતિ તુષ્ટિ પુષ્ટિ પ્રાપ્તિ પૂર્વક નિત્ય તૃપ્તિ અર્પનાર મહાપ્રસાદનુ તો મૂલ્ય હોઇ શકેજ નહિ, તેથી વાસ્તવિક–ખરૂં મૂલ્ય કાંઇક ન્યૂનાધિક અંશે આપવા ઇચ્છનારે તો પોતાનાં અંતઃકરણમાં પ્રતીત થતાં સ્થૂળ સૂક્ષ્મ અને કારણરૂપ અભિમાનનો ત્યાગ કરી, સવિનય સપ્રેમ આ દિવ્ય ગ્રંથને વાંચી વંચાવી, યથાયોગ્ય સમજી હૃદયમાં ઠસાવી પચાવી, સદ્ગુરૂ પરમાત્મ સ્વરૂપે અભેદ ભાવે અડગ અચલ સ્થિતિ કરી રહેવું; અથવા સદ્ગુરૂ પરમાત્માનાં ચરણ કમલમાં અહંમમત્વરૂપ શ્રીફળ અર્પણ કરી શર્ણ થઈ રહેવું, એજ આ પ્રાસાદિક દૈવી ગ્રંથનું વાસ્તવિક–ખરૂં મૂલ્ય આપવાનું છે.

अस्तु ।। ॐ ।।

કર્તા.

ॐ तत्सत् श्री सद्गुरवे परमात्मने नमो नमः ॐ

(સૂત્રગીતિ.)

તત્સત્ ચિદ્ઘન રવિમાં, રમવા રગે રૂડી રિતે જાગો;
પુદડી ફરજો પ્રીતે, ગસ રમો વશ કરી લઇ રાગો. ॥ ૧ ॥
માણિક્ય પ્રભુમાં સમજો, ગમજો હરિને અભેદ થઇ ભળજો.
હૃ તૂ ભાન ગુમાવી, હ તે તે હૃ સમુદ્ર જળ મળજો. ॥ ૨ ॥

# श्री ज्ञान सूर्योदय

## પૂર્વાર્દ્ધ—ભાગ ત્રીજો.

## (ભક્તિયોગ અને—)




# कार स्वरूप दर्शन.

યોજક.

(ભક્તરાજ) માણિકયલાલ જમનાદાસ મ્હલારજી, સુરત.

પ્રકાશક.

ર્વ શક્તિ સંપન્ન સર્વાન્તર્યામિ સદ્ગુરૂ પરમાત્મ કૃપાપાત્ર
પ્રેમયુક્ત શ્રદ્ધાસંપન્ન દૈવી વ્યક્તિમંડળ તરફથી
(ભ.) માણેકલાલ જમનાદાસ મ્હલારજી, (સુરત).

કિંમત રૂા. ૧-૦-૦

ઇસ્વીસન ૧૯૨૪.



---

પ્રકટ કરનાર—**માણેકલાલ જમનાદાસ મ્હેલારજી,**
સોની ફળીયું, **સુરત.**

છાપનાર—**નટવરલાલ મૂળચંદ વીમાવાળા,**
**'ગાંડીવ'** મુદ્રણાલય. ૧૮૦, કેળાપીઠ—**સુરત.**

---

આવૃત્તિ પહેલી.

**પ્રત ૧૦૦૦.**

# પ્રસ્તાવના.

જ્ઞાનસૂર્યોદય ગ્રંથના પૂર્વાર્દ્ધ ભા. ૧ મા, ઉત્તરાર્દ્ધ ભા. ૧ માં, પૂ. ઉ. ના મધ્ય સંધિરૂપ દિવ્ય પ્રકાશ નામના ભાગમાં, તથા માલાઓ વગેરેમાં, જે પ્રસ્તાવના વિસ્તૃતરૂપે પ્રકારાન્તરે લખાઇ ગયલી છે તેમાં કહેવા જેવું સઘળુ આવીજ ગયલું હોવાથી અત્રે વિશેષ કંઇ ન કહેતાં ટૂંકામાં નીચે પ્રમાણે કહેવું ઉચિત ગણ્યું છે.

બાલ્યાવસ્થાની ૧૨ વર્ષની વય થતા સુધીમાં અને ત્યાર પછીથી હાલ પર્યંતમાં * જે જે સુજ્ઞ વિદ્વાન શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ભક્ત સત

---

* શ્રીમત્ રવિદત્તાત્મજ જીવનરામજી (જીકાકા) જેઓ વલસાડ (વટઃપુર) રૂપ, તે વખતે મનાતી એક લઘુ કાશીપુરીમાં શુદ્ધ સાત્વિક શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ પંડિત પૌરાણિક શાસ્ત્રી અધ્વર્યું વગેરે વિશેષણોથી અલંકૃત ધર્મમૂર્તિરૂપ પુજ્ય દૈવી વ્યક્તિ હતા તેઓશ્રી, શ્રો. બ્ર. સત પંક્તિ પાત્ર શ્રીયુત્ જગજીવનદાસજી મહારાજ, પૂજ્ય શ્રો. બ્ર. શ્રીમન્મોહનસ્વરૂપ બ્રહ્મચારીજી, શુદ્ધ સત્વમૂર્તિ શ્રો. બ્ર. શ્રીમન્નૃસિંહાચાર્યજી, શ્રો. બ્ર વૈરાગ્ય મૂર્તિપૂજ્ય સ્વામિ શ્રીભૂમાનંદજી (સુરત), મહામુનિ અગસ્ત્યાશ્રમ વાસી જ્ઞાન ગુરૂયોગી શ્રીમત સભાપતિ સ્વામિજી (મુબઇ), વ્યાખ્યાન વાચસ્પતિ ગુરૂમંડળાધ્યક્ષ સ્વામિશ્રી આત્મસ્વરૂપજી, શ્રો. બ્ર. શ્રીયુત્ દત્તાત્રય બુવા (સુરત) શ્રો. બ્ર. યોગિવર્ય, શ્રીમત્ સ્વામિ શ્રી અદ્વૈતાનંદ સરસ્વતિજી (રાંદેર), શ્રો. બ્ર. સ્વામિ શ્રીમત્પૂર્ણાનંદજી (જેઓશ્રીએ ૐકારના વિષય ઉપર ઘણી સરળ સરસ અને અસરકારક રીતે કેટલાક દિવસ પર્યંત અસ્ખલિત વાણી પ્રવાહથી વ્યાખ્યાન આપી સુરતની જનસમાજ ઉપર ઉપકાર કરેલો હતો તેઓશ્રી), પરમપૂજ્ય

જ્ઞાની ધ્યાની યોગી પૂજ્ય પુરૂષવરો લેખકના સબંધ સમાગમમાં આવેલા તેઓ દ્વારા, ૐકાર સ્વરૂપ સબંધમાં, તથા ભક્તિ ઉપાસના ધર્મ કર્મ ધ્યાન જ્ઞાનાદિ વિષયમા શ્રવણ કરાઇ નોંધી રાખેલુ તે બધુ નોંધ બુકોમાંથી તારવી કાઢી, તેમાથી પણ ટુકાંમા સારરૂપ (ઘૃત-સત્વ) આકર્ષિ લઇ આ વિષયો લખી મુકેલા. વિશ્વ નિયામક સત્તાથી, તે પ્રસિધ્ધ થવા વૃત્તિમા પ્રેરણા થઇ તેને અનુસરી આ પ્રવૃત્તિ કરવી ઉચિત ગણી. જ્ઞા. સૂ. પૂર્વાર્દ્ધના પ્રસિધ્ધ થયલા ભાગોમા ભક્તિયોગ નામનો જે વિષય લખાયલો છે તેનાંજ અનુસધાનરૂપે અલ્પાશે આ ગ્રથમાં પણ તે ભ.યો.નુ, રસમય મધુર શાન્તિપ્રદ અને હૃદયદ્રાવક અસરકારક દિવ્ય દ્રષ્ટાંતો તથા સિદ્ધાંત સહિત આલેખન કરી દર્શન કરાવ્યુ છે. જનસમાજની અભિરૂચિ એનાપર થવી તેતો વ્યક્તિગત ઉત્તમ દૈવી ભવતારક ભયનાશક પુણ્યસસ્કારોને અવલંબીને છે. વિશ્વોદ્યાનમા પચરગી અનેક પ્રકારના પક્ષીઓ વિહાર કરી રહ્યાં છે તેમાં માનસસરોવર ઉપર મુક્તાફળનો ચારો ચરનાર હસ (અલ્પ સખ્યામા) પણ હોય છે, તો તેવા હસો આ પ્રાસાદિક ગ્રન્થાન્તર્ગત

---

સદ્‌ગુરૂ દત્તાત્રય સ્વરૂપાભિન્ન પરોપકાર પરાયણ શ્રો. બ્ર. શ્રીમત્ વાસુદેવાનદ સરસ્વતિજી (ગુરૂદેશ્વર-નર્મદા તટ), શ્રો. બ્ર. વૃદ્ધ પૂજ્ય સમર્થ સ્વામિશ્રી કૃષ્ણાનંદ સરસ્વતિ, સ્વામિ પ્રજ્ઞાનાનદ સરસ્વતિ સ્વામિ, અચ્યુતાનદજી (કાશી), પૂજ્ય પરોપકાર મૂર્તિ શ્રો. બ્ર. સ્વામિશ્રી ચિદ્‌ઘનાનંદજી ગુરૂશ્રી ઉદ્ધવાનદજી (ભાવનગર તથા કાશી), શ્રો. બ્ર. શ્રી મન્તથુરામ શર્મા મહારાજ, શ્રી મચ્છકરાચાર્ય માધવતીર્થ સ્વામિ, અવધૂત સ્વામિ, પડિતજી સ્વામિ શ્રીમત્ આજ્ઞારામ સાગર (સુરત), સ્વામિ જીવન્મુકત (ઉરણ), ત્યાગી પૂજ્ય સ્વામિશ્રી પ્રકાશાનંદજી (સુરત), શ્રો. બ્ર. સમર્થ સ્વામિ શ્રી ટોકરાશ્રમજી (કરન્યાળી), આત્માનદજી, બ્રહ્માનંદજી, સ્વામિશ્રી યોગાનદતીર્થ, વગેરે વગેરે.

દિવ્ય મુક્તા (મોતી)નો ચારો ચરી તૃપ્તિ અનુભવશેજ, એમ વિચારી લેખક પોતાને કૃતકૃત્ય થયલો સમજે છે. **તથાસ્તુ.**

એમાં "ૐકાર સ્વરૂપ દર્શન" નામનો ઉપાસનાનો અપૂર્વ અદ્‌ભૂત રસપૂર્ણ વિષય ચરચાયો છે તેથી તેને **ઉપાસના યોગ** રૂપ દિવ્ય પ્રકાશમય (તે જ્ઞાનસૂર્યનાં કિરણોના સમૂહરૂપ) **રવિરત્ન જ્યોતિ** કહિશુ તો અસ્થાને ગણવા જેવું નથી. બીજું પણ કારણ એવું છે કે, એ જ્ઞાન સૂર્યોદય પૂર્વાર્દ્ધના ત્રીજા ભાગમાં આવે છે જેથી પાછળના ભક્તિયોગ ભાગ સાથે જેવો સબંધ રાખે છે તેવો આગળના ઉત્તરાર્દ્ધગત જ્ઞાનયોગ ભાગની સાથે પણ સબધ રાખે છે.× અર્થાત્ બેહુની મધ્યમાં હોવાથી ઉમરાપરનો દીવો જે રીતે ઘરમાં અને બહાર પ્રકાશ આપે છે તે રીતે, બેહુ તરફ બે હાથ પ્રસારી બેઠેલો સુસ્થિરસ્થાને શોભે છે. આગળથીજ એ સ્થાને પ્રતિષ્ઠાપામી સ્થપાયલા (વિરાજિત થયલા) "જ્ઞા. સૂ. પૂ. ઉ. મધ્ય સધિપ્રકાશ" નામના દિવ્ય ગ્રથના ન્હાનાભાઇ રૂપે, ઉપાસના ભાગને

---

× પાછલા ભાગો કીંમતમાત્ર અપાઇ ખરીદાયલા તે રકમો તો ધર્માર્થ ખાતે જમા થઇ છેજ, પરતુ ઉત્તેજનરૂપે વધુ આપનાર મહાશયો તરફથી જે રકમો આવેલી તે પણ ધર્માર્થખાતે જમા થઇને તેઓના નામની નોધ તે પાછલા ગ્રંથોમાં અપાઇ ગઇ છે, ત્યારપછી આ સબધમા રા, રા. શેઠ બાલુભાઇ લાલભાઇ ભક્તજી તરફથી રૂ ૨૫) તથા રા. સા. પ્રાણલાલ વીઠલદાસ નગર શેઠ તરફથી રૂ ૧૦), તથા રા. રા. રા. ગાંડાભાઇ વિઠલભાઇ કડીવાળા તરફથી રૂા. ૧૦) આવેલા તે પણ ધર્માર્થખાતે જમા થયલા છે તેની, તથા શેઠ જેકીસનદાસજી મોરારભાઈ તરફના રૂ. ૧૧)ની નોધ અત્રે લીધી છે.

ખાસ શોભાવતો આ "ॐકાર સ્વરૂપ દર્શન" (ભક્તિ યોગનાં અમુક અંશે વ્યાખ્યાનો સહિત) જે ભાગ છે તે સુજ્ઞ જિજ્ઞાસુ મુમુક્ષુ જનોએ અવશ્ય આલસ્ય પ્રમાદ ત્યજી મનન કરી, દ્રઢ અપરોક્ષ થતાં સુધી, અભ્યાસ જારી રાખી, અન્ય શ્રદ્ધા સંપન્ન પ્રેમી જિજ્ઞાસુ જનોને સમજાવી સન્માર્ગે ચઢાવવા પ્રવૃત્તિ સેવવી યોગ્ય છે. અસ્તુ.

ગ્રંથારંભે નમસ્કારાત્મક મંગલ કીધું છે, કેમકે વિસ્તૃતરૂપથી તે પાછલા ભાગોમાં થયલુંજ છે તેજ અત્રે પણ જાણી લેવું; તથા અધિકારી વિષય સંબંધ અને પ્રયોજન એવા ચાર જે અનુબંધ કહેવાય છે તે વિશે પણ પૂ. ભાગ. ૧મા દર્શાવાઇ ગયું છે તેજ અત્રે પણ સમજી લેવું. **ॐतत्सत्.**

પૂર્વાર્દ્ધ ભાગ ૨ મુબાઇમાં લાંબા વખતથી તઇઆર છતાં હજી બુકો બંધાઇને આવી નથી. તે નિદ્રાવશ પડેલો ભાગ ૨ જાગ્રત થઇ સેવામાં હાજર થાય તે પહેલાં આ ભાગ ૩ આપ સર્વ સંતો સુજ્ઞો ભક્તો મહાત્મા વગેરે સત્પાત્ર સજ્જનોની સેવામાં હાજર થાય છે, તો કૃપા કરીને એની સેવા આપ સર્વ વિવેક સંપન્ન સુજ્ઞ સજ્જનો- એ સ્વિકારી એને કૃતાર્થ કરવાથીજ આપની સુજ્ઞતા સજ્જનતા મહત્તા કૃપાલુત્વ વગેરે દૈવી સદ્‌ગુણોની શોભા છે. અસ્તુ ॐ **तत्सत.**

બ્રહ્મવિદ્યા અથવા સદ્વિદ્યારૂપ ચિંતામણિ–કલ્પવૃક્ષ અથવા કામધેનુ છે તે સત્પાત્રોને દાન માટેજ હોઇ શકે. તે કંઇ વ્યાપાર (દ્રવ્ય સંચય માટે) નહિં હોય; એવા સંસ્કારો લેખકની ચિત્તભૂમિપર બાલ્ય વયથીજ પડયા કરી વૃક્ષ રૂપે નવપલ્લવિત થઇ આલ્હાદ- જનક પ્રતીત થતા રહેલા હોવાથી લેખક તરફ એ નિમિત્તે આવતું ન્યૂનાધિક કંઇપણ દ્રવ્ય ખાનગીમાં જુવાર લાવવાનાં સ્વાર્થનાં કામમાં નથી લેવાતુ, પણ ધર્માર્થ ખાતે જમા થઇને એવા પરમાર્થમાંજ વપરાય છે તે વિશે પુનઃપુનઃ સૂચવવાની જરૂર નથી. માત્ર નવા

વાંચકવૃંદની ઉણપ ભાગે રહેલી છુપી શંકાની નિવૃત્તિ ખાતર આટલો ઉલ્લેખ કરવાનું, અમુક વિદ્વાનોની સલાહ મળવાથી, ઉચિત ગણી અત્રે દરશાવ્યું છે.

સુરત. સોનીફળીઉં તા. ૧૩-૪-૨૪
(લખાયું) સં. ૧૯૮૦ ચૈત્ર શુકલ ૯ રવિ
(મુદ્રાકિત) તા. ૨૬-૮-૨૪ શ્રાવણ કૃષ્ણ ૧૧

લેખક.
**ભ. માણેકલાલ જ. મલ્હારજી**



સુજ્ઞ વાંચક પ્રત્યે સવિનય વિજ્ઞપ્તિ છે કે પ્રથમના ભ. ગ્રે. માં પાનુ ૪૨ અને ૪૩ આગળ પાછળ થઇ જવાથી વાચતીવેળા પૃષ્ટાંક જોઇને વાંચવા કૃપા કરવી.

# ગ્રંથાર્પણ

કરે કોણ કંઇ અર્પણ કોને,
તૂ હૂં તે જ્યાં વાત નથી;
સત્‌ચિતિ સુખ શિવ તત્વ ભર્યું છે,
ઋષિ મુનિ સંતે જોયું મથી.—૧
પરા પારનો દેશ અખંડિત,
શાંત સુખાબ્ધિ અપાર નિધી;
વિશ્વરૂપે વિભુ સ્વયં પ્રકાશિત,
પૂજા કરવી કોણ વિધી.—૨
હૂં રૂપે રવિ તૂંજ પ્રકાશ્યો,
સર્વ ઘટોમાં જીવ બની;
વિધિ હરિહર ગુરૂ દત્ત રૂપે પ્રભુ,
બટુક ગૃહી યતિ ધની વની.—૩
પશુ પક્ષી સુરવર નર નારી,
દર્શન દૃષ્ટા દૃશ્ય દમક;
શિષ્ય સુનૂ પતિ પત્નિ સહોદર,
ગુરૂ ભવતારક શબ્દ ઝમક.—૪
પુરૂષ પ્રકૃતિ તાત માત તૂં,
સદ્દગુરૂ શબ્દાતીત પરમ્;
માણિક્ય ત્હારૂ હૂંપણ તુજને,
સોંપી સમતાં વસ્તુ વરમ્—૫



ॐ श्री सद्गुरवे परमात्मने नमोनमः ॐ





# શ્રી જ્ઞાન સૂર્યોદય

## પૂર્વાર્ધ—ભાગ ૩ જો

## ભક્તિયોગ પ્રકરણ.

શ્રી જ્ઞાન સૂર્યોદય ગ્રંથના પૂર્વાર્દ્ધનો આ ત્રીજો ભાગ પ્રારંભ કરાય છે. પાછલા ભાગોમાં ભક્તિયોગનો વિષય જે લખાયલો છે તેનાંજ અનુસંધાન રૂપે કહેવામાં આવે છે.

મહાત્મા પંડિતજી શ્રી. બ્ર. સ્વામિશ્રી આલારામ સાગર મહારાજે સાકાર નિરાકાર વિશેનાં પોતાનાં (સંવત ૧૯૫૪ શ્રાવણ કૃષ્ણ ૧૨ નાં) વ્યાખ્યાનમાં જે અન્નકોટ મહા પ્રસાદ લુંટાવેલો અથવા પીરસેલો તેમાંથી કણિકા માત્ર કંઇક સુજ્ઞ શ્રદ્ધા સંપન્ન પાત્ર જનોની સેવામાં, તેવા અધિકારી મહાશયોને શાંતિ તૃપ્તિનાં ભાન પૂર્વક કૃત કૃત્યતા પ્રાપ્ત્યર્થે, તત્સત્ શ્રી પરમેશ્વર પ્રીત્યર્થે, નિવેદન કરાય છે.

**સાકાર મહાત્મ્ય.** સાકાર ઇશ્વરનુજ પૂજન અર્ચન ધ્યાન થઇ શકે છે, નિરાકારનુ થઈ શકતું નથી. જો કોઇ કહે કે (નિરાકારનુ) થઈ શકે છે, તો તે નિરાકાર નથી.

પૃથ્વિનાં ગધ પરમાણુ જ્યાં સુધી નિરાકાર છે ત્યાં સુધી કોઇને આધારભૂત થઇ શકતા નથી. જળના રસરૂપ પરમાણુ જ્યા સુધી નિરાકાર છે ત્યાં સુધી કોઇની તૃપા મટાડી શકે નહીં, વગેરે. ઇશ્વરની જ્ઞાનરૂપ ઇચ્છાથી, તે પરમાણુઓ સાકાર થયેથી બધું કરી શકે છે. અગ્નિ બધે નિરાકાર રૂપે વ્યાપ્ત છે. દીવાસળીમાં પણ છે, પણ નિરાકાર છે ત્યાં સુધી પ્રકાશ આપી રસોઇ કરવામાં કામ આવતો નથી, પણ તે દિવાસળીને રગડવા ઘસવાથી સાકાર અગ્નિ પ્રકટે છે તોજ કામ થાય છે. વાયુ પણ તેમજ છે, તે જ્યારે વિશેષપણે સ્ફુરીને સૂક્ષ્મ આકારમાં આવે છે ત્યારે થડક લાગવા વગેરે રૂપ (સ્પર્શ થવાથી) કામ કરે છે. આકાશ નિરાકાર છે, પણ ઉત્પત્તિવાળુ હોવાથી-ભૌતિક હોવાથી એના પણ પરમાણુ કહી શકાય છે. એ નિરાકાર રૂપમાં છે ત્યાં સુધી કોઇને અવકાશ દઈ શકતુ નથી. સ્થૂળ સાકાર આકાશ રૂપથી અવકાશ દે છે. જ્યાં સુધી ટેલીગ્રામમા શબ્દ છે ત્યાં સુધી દેશાંતરમાં ખબર પ્રસિદ્ધ થતી નથી. પણ કાગળ ઉપર અક્ષર રૂપે તે શબ્દો સાકાર બને છે, ત્યારે બધે ખબર ફેલાય છે.

જગત સાકાર છે તેનું કારણ પ્રકૃતિ છે. તે પ્રકૃતિ જગતનું ઉપાદાન કારણ હોવાથી નિરાકાર હોઇ શકે નહિં. કદાચ પ્રકૃતિને નિરાકાર માનો તો સાકાર જગતની ઉત્પત્તિ સંભવે નહિ. એ જગતના જીવોનાં કર્મનાં ફલ પ્રદાતા પરમાત્મા સાકાર છે તે દર્શાવનાર વેદ મંત્ર છે કે **ब्राह्मणस्य मुखमासीत बाहुराजन्यः ॥**

મુખથી બ્રાહ્મણ, બાહુથી ક્ષત્રી, ઉરૂ (જંઘા)થી વૈસ્ય થયા અને **પદ્‌ભ્યામ્ શૂદ્ર મજાયત** પગ(ચરણ)થી શુદ્ર થયા.

પ્રશ્ન—ઇશ્વરના મુખથી બ્રાહ્મણ થયા માનવાથી મુખ જેવા ગોળ મટોળ બ્રા૦ થવા જોઇએ, હાથ જેવા લાંબા ક્ષત્રી થવા જોઇએ, વગેરે.

ઉત્તર—ઉપાદાન કારણથી કાર્ય વિલક્ષણ થાય છે. જેમ દુધથી થયલું દહીં છે તે દુધથી વિલક્ષણ છે. બીજથી વૃક્ષ, રજ વીર્યથી સતાન વિલક્ષણ છે તેમ, પ્રકૃતિથી વિલક્ષણ જગત છે. હે વાદી મહાશય ! જો મુખ જેવા ગોળ બ્રા૦, હાથ જેવા લાંબા ક્ષત્રી, ઝાંઘ જેવા સ્થૂળ વૈસ્ય અને ચરણ જેવા શુદ્ર થતે તો તમે વાદીઓ પણ તેવાજ થવા જોઇતા હતા અને તેમ નથી તો ઇશ્વર સાકાર છે.

**ચંદ્રમા મનસાંજાતા.** ચદ્ર છે તે ઇશ્વિરના મનથી થયો (એ વેદ મંત્ર છે) તો અતઃકરણ પણ ઇશ્વરના થઇ ચુકયાં; કેમકે દરેકના મનનો દેવતા ચંદ્ર છે તે ઇશ્વરનાં મનથી થયો છે. ઇશ્વરના નેત્રથી સૂર્ય, એ રીતે પ્રાણ વાયુ વગેરે થયા તેમાં શ્રોત્ર નેત્ર ઉપલક્ષણ છે. **મુખાદગ્નિ રજાયત** ।। મુખથી અગ્નિ થયો, વગેરે. જીવોનાં સ્થૂળ સુક્ષ્મ કારણાદિ વ્યષ્ટિ શરીરો છે, તેવાં ઇશ્વરના સમષ્ટિ શરીરો છે, તો તે સાકાર સિદ્ધ થયોજ. વળી વેદમાં મંત્ર છે કે હે ઇશ્વર ! સુખ દેવાને આપ બળદ અશ્વ થયા છો, તો તેથી પણ ઇશ્વર સાકાર ઠરે છે.

જે નિરાકારથી વાણી સહિત મન પાછાં હઠે છે તે નિરાકારનું ધ્યાન શી રીતે થઇ શકે ? । **યતો વાચો નિવર્તંતે અપ્રાપ્ય મનસાસહ** ।। જેનાથી વાણી પ્રકાશે છે તેને બ્રહ્મ જાણો. જે મનથી જણાતો નથી, પણ જેનાથી સર્વના મન પ્રકાશિત થાય

છે તેને બ્રહ્મ જાણો. (તમે જે આ ઉપાસો છો તે નહી) જે શ્રો-ત્રાદિથી નથી જણાતો, પણ જેનાથી શ્રોત્રાદિ પ્રકાશે છે, જેનાથી બધાના પ્રાણ પ્રકાશિત થાય છે તેને બ્રહ્મ જાણો; **नेदं यदिद मुपासते.**

એવા નિરાકારનુ પૂજન ધ્યાન થઈ શકતું નથી, તે યુક્તિથી કહેવામાં આવે છે. વાદીને પૂછીએ છીએ કે, જે નિરાકારનું પૂજન ધ્યાન કરવાનુ તમે કહો છો તેનું જ્ઞાન તમને થયુ છે? "નથી થયુ" એમ જો કહો તો તમે બીજાને શી રીતે બતાવશો? આંધળો બીજાને શી રીતે રસ્તો બતાવી શકે? નહીંજ. અને "હમને જ્ઞાન થયુ છે" એમ જો કહો તો, કહો કે તમને તે જ્ઞાન યથાર્થ રૂપ થયુ છે, કે ભ્રાંતિ રૂપ થયુ છે? જો કહો કે, ભ્રાંતિ રૂપ થયું છે તો તે મિથ્યા જ્ઞાન છે. સુક્તિમાં રજતનુ, રજ્જુમાં સર્પનુ ભ્રાન્તિજ્ઞાન છે તે મિથ્યા જ્ઞાનજ છે, કેમકે રજત અને સર્પ ત્યાં છેજ નહીં. જ્ઞાનનો વિષય રજત સર્પ છે તે તો મિથ્યા થાય છે તેમ, ભ્રાંતિ જ્ઞાન કહો તો તમારૂં તે નિરાકાર જ્ઞાન મિથ્યા થશે. હવે જો એમ કહેશો કે, યથાર્થ જ્ઞાન થયુ છે; તો તે યથાર્થ જ્ઞાન તમને કોઇ પ્રમાણથી થયું કે વગર પ્રમાણે થયુ? જો કહો કે, વગર પ્રમાણે થયુ તો તે બનેજ નહી. **लक्षण प्रमाणाभ्याम् वस्तुसिद्धिः ॥** લક્ષણ અને પ્રમાણથી પદાર્થની સિદ્ધિ થઇ શકે છે, તે નહિ હોય તો નથી થતી. કોઇ પણ પ્રમાણજ નહિ અને લક્ષણ પણ નહિ, તો પછી યથાર્થ જ્ઞાનનો સભવ પણ નહીજ. તેથી જો એમ કહો કે, પ્રમાણથી હમને જ્ઞાન થયુ છે તો, કહો કે પ્રત્યક્ષાદિ છ પ્રમાણમાંથી શૂ-કયા પ્રમાણથી થયુ? પ્રત્યક્ષ પ્રમાણથી થયુ એમ કહો તો તે સભવે નહી. શ્રોત્રથી શબ્દનું યથાર્થ જ્ઞાન થાય છે. નિરાકાર કઇ શબ્દરૂપ નથી, શબ્દ જાતિરૂપ નથી. ત્વચાથી જ્ઞાન થયુ કહો તો, ત્વચાથી તો શીત ઉષ્ણનું જ્ઞા-

ન થાય છે. નિરાકાર કંઇ તેવો શીતોષ્ણ સ્પર્શ નથી. ચક્ષુથી કહો તો, ચક્ષુથી તો રૂપનુ જ્ઞાન થાય છે. નિરાકાર કાંઇ કાળો, પીળો, લાલ, શ્વેત રૂપવાળો નથી. રસનાથી કહો તો, જીભથી તો ખારા, ખાટા મીઠા રસનુ જ્ઞાન થાય, એ નિરાકાર કંઇ કેરી જાંબુ કે દાળ ભાત રોટલી નથી. ઘ્રાણથી કહો તો, નાકેથી સુગધ દુર્ગંધ જણાય. નિરાકાર કંઇ ગંધવાળો નથી. મનથી જ્ઞાન થયું એમ કહો તો, મન જડ છે, ઉત્પત્તિવાળુ છે. તે જડને જ્ઞાન થતુ નથી. **यन्मनसा नमन्यते.** એ રીતે છએ પ્રમાણથી યથાર્થ જ્ઞાન થતું નથી. અનુમાન પ્રમાણથી પ્રત્યક્ષ જ્ઞાન થતુ નથી. પ્રત્યક્ષ પ્રમાણની સહાયતા વિના અનુમિતિ થઇ શકે નહી. શબ્દ પ્રમાણમા શ્રોત્રની સહાયતા જોઇએ. બેહેરો છે તેને શ્રોત્રની સહાયતા નથી તેથી તે શબ્દરૂપ પ્રમાણને જાણી શકતો નથી ( સાંભળતો નથી.) ઉપમાન પ્રમાણ તો, બે પદાર્થ સદ્રશ હોય તો થાય. યજ્ઞદત્ત જેવો દેવદત્ત છે એમા પ્રત્યક્ષ પ્રમાણની સહાંયતા રહે છે. તેમજ બે નિરાકાર માનો તો બેની સદ્રશતા બની શકે; પણ નિરાકાર તો એકજ માનો છો. અર્થાપત્તિ પ્રમાણથી જ્ઞાન થયુ કહો તો, કોઇ પુરૂષ પુષ્ટ છે તેને જોઇને કહે કે, એ તો કોઇ દિવસે ભોજન કરતો નથી. તો તે ઠેકાણે તેનું પુષ્ટ શરીર જોઇને ડાહ્યો મનુષ્ય તો કહેશેજ કે દિવસે ભોજન નહિ કરતો હશે તો રાત્રિએ કરતો હોવોજ જોઇએ. નહિ તો, શરીર પુષ્ટ હોયજ નહિ. એ પણ પ્રત્યક્ષ પ્રમાણગોચર હોવાથી રાત્રિ ભોજનની કલ્પના થાય છે તેમાં પ્રત્યક્ષ પ્રમાણની સહાયતા છે. અનુપલબ્ધી પ્રમાણથી અભાવનું જ્ઞાન થાય છે. નિરાકાર તો ભાવરૂપ છે. **भूतले घटोनास्ति** ઘડાની અનુપલબ્ધીનું (નહી હોવાનુ) નામ અનુપલબ્ધી છે, એમાં પણ પ્રત્યક્ષ પ્રમાણની સહાયતા છે.

એ રીતે નિરાકારના ધ્યાન પૂજન અર્ચનનું ખંડન કીધું, પણ નિરાકારનું કંઇ નથી કીધુ, તે તો સ્વયસિદ્ધ સત્‌ચિદાનંદ સ્વરૂપે છેજ. નિરાકાર તત્વ છે તે અહંવૃત્તિગોચર, ત્વંવૃત્તિગોચર, ઇદંવૃત્તિગોચર નથી. નેતિ નેતિ કરતાં જે અવશિષ્ટ રહે છે તેજ તે તત્વ છે.

એક બગીચામા રાજાનો મુકામ પડ્યો છે ત્યા કોઇ બાળકે પોતાના પિતાને પુછ્યું કે. આ બધા લોકોના યૂથમાં રાજા કોણ? પિતાએ તે અનેક લોક યૂથને પ્રથક પ્રથક વિશેષણો લગાડી કહેવા માંડયુ કે, અમુક આવો છે તે રાજા નહી, આવો છે તે રાજા નહી, એ રીતે એક રાજા શિવાય બધાનો નિષેધ કરી બતાવ્યો અને ચુપ થઇ ગયા. પુત્રે જાણી લીધુ કે, જે એકનુ ખંડન રૂપ નિષેધ નહી કીધો તે રાજા છે. આ દ્રષ્ટાંત સ્થૂળ છે તેમ, દ્રષ્ટાંત સર્વદેશી હોતુ નથી; પરતુ એમાં તાત્પર્ય એ છે કે, દેહ, ઇંદ્રિઓ, પ્રાણ, મન, બુદ્ધિ આદિનો સઘાત છે તેમા દરેકને પ્રથક પ્રથક જણાવી ગુરૂ શાસ્ત્રે કહ્યુ કે, એ કોઇ આત્મા નથી. નિષેધની અવધિએ સર્વને સત્તા સ્ફુર્ત્તિ પ્રદાતા જે સ્વય પ્રકાશ તત્વ બાકી રહ્યુ તે આત્મા કેવળ જ્ઞાનાનદરૂપ છે, તેનુ જ્ઞાન મેળવવાને સાધન સપન્ન થઇ ઉત્કટ જિજ્ઞાસાથી હાથમા સમિત્પાણિ (ભેટ પૂજા) લઇ ગુરૂ પાસે જઇ નમ્ર થઇ પુછે. તે શ્રવણ મનન કરી નિદિધ્યાસથી વિચાર કરે કે અસત્ જડ દુ:ખ રૂપમાં કોઇ આત્મા નથી, શૂન્ય પણ નથી. ત્રણે અવસ્થાનો સાક્ષી છે તે આત્મા છે. સુષુપ્તિમાં પણ આત્માજ પ્રકાશે છે તે આનદ રૂપ છે, તેમાં મન લીન થાય છે, ત્યાં તે આનદ મગ્ન નહી થતુ હોય તો "સુખે સુતો" એવો અનુભવ જાગીને શી રીતે કહે?! જાગ્રતમાં સ્વપ્ન નથી, સ્વપ્નમાં જાગ્રત નથી, સુષુપ્તિમાં બેહુ નથી. એ સર્વ અવસ્થામાં તેના સાક્ષી જ્ઞાતા રૂપે જે અખડ રહે છે તેજ સત્ છે. તે નિરાવર્ણ સ્વયંપ્રકાશ સિદ્ધ છે.

જ્યાં મન જાય છે ત્યાં, ફોટોગ્રાફ માફક, સાકારનું ગ્રહણ કરે છે. જાગ્રત સ્વપ્નમાં, ચક્ષુ શ્રોત્ર જ્ઞાનજન્ય જે સંસ્કાર બેઠા હોય તે પ્રમાણે, આકૃતિ ખડી કરી દે છે. નિરાકારનો ફોટો મન ખેચી શકે નહિં.

રામ, કૃષ્ણ, શકર, દેવી, ગણેશ, સૂર્ય, ગુરૂ દત્ત, વગેરે નામવાળી બધી મૂર્તિ ઇશ્વરની છે. ઇશ્વર ચક્ષુ ગોચર નથી પણ ભક્તોનાં રક્ષણ માટે અવતાર લે છે તેથી તેની મૂર્તિ કહેવાય છે.

ઇશ્વરને અવતાર સંભવે નહી. એમ પુછો તો સાંભળો. ઇશ્વર સર્વ શકિતમાન છે કે નહી ? છે. તો પછી તે બધુંજ કરી શકે, અવતાર લઇ શકે છે. **कर्तुम कर्तु मन्यथा कर्तु समर्थः ईश्वरः**

ઇશ્વર શા માટે અવતરે છે ? ભકતોનુ રક્ષણ કરવા, અને દુષ્ટોને દંડ કરવા. ઇશ્વર અવતરે છે તો સર્વ વ્યાપક નહી રહેશે ? મહાકાશ એકજ છે, તે સર્વવ્યાપક છે. તે ઘટ વ્યકિત ધરે તો ઘટાકાશ, મઠરૂપ ધરે તો મઠાકાશ, એમ કહેવાય છે તેથી તે મહદાકાશની અથવા તે વ્યકિતગત આકાશની સર્વ વ્યાપકતા જતી રહેતી નથી. ઘટાકાશ મઠાકાશ થયે છતે વ્યાપકતા છોડતું નથી. તેમ ઇશ્વર શુદ્ધ સત્વ માયા શકિત પ્રધાનને લઇ અવતરે છે તો પણ તેની વ્યાપકતા છુટતી નથી—કાયમ છે.

ઇશ્વરના અનેક અવતારથી શું અનેક ઇશ્વર નહી થશે કે ? યોગીની જ્યારે ઋતભરા બુદ્ધિ થઇ જાય છે ત્યારે તે એક કાળે હજારો શરીર ધરી લે છે, છતાં યોગીતો તે એકજ બન્યો રહે છે, ઇશ્વરતો તેનાથી અત્યંત મહા સમર્થ છે, તે અનેક અવતાર લેતો છતો એકજ રહે છે. શ્રી કૃષ્ણ ઝાડ તળે ચતુર્ભુજ શરીરે પગ ઉપર પગ ચઢાવી બેઠા છે ત્યા પારધીનું બાણ વાગ્યું. તે વખતે પારધીએ આવી ક્ષમા માગી છે ત્યાં પ્રભુએ ચતુર્ભુજ દરશન આપી શુદ્ધ

સત્વ પ્રધાન માયામાં લીન થઇ ગયા. તેની લાસ ત્યાં રહી ન હતી. સૂર્ય એકજ છે તેના હજારો પ્રતિબિંબ છતાં પણ તે તો એકજ છે.

ઇશ્વરને હમારા જેવા હાથ પગ શરીરાદિ છે તો હમે પણ ઇશ્વરના અવતાર હોવા જોઇએ ? ચક્રવર્તિ રાજાની આજ્ઞા આખી પૃથ્વી પર ચાલે છે. તેણે દુષ્ટો-પાપી ચોરને સજા ભોગવવા સારૂ એક જેલખાનું તઇઆર રાખ્યુ હોય છે. તેમાં અનેક કેદીઓ રહે છે. પણ તે બધાની બરાબર સભાળ રહે છે કે નહી, તે જોવા સારૂ પોતે રાજા પણ જેલમાં આવે છે, તે પ્રસંગે દરબારમાં કોઇ પુછે કે રાજાજી ક્યાં ગયા છે ? તો તેને એવોજ જવાબ મળે છે કે, રાજાજી જેલખાનામાં ગયા છે. વિચાર કરી કહો કે, અપરાધ કરીને ગયલા કેદીઓ જેવા જેલમા ગયા છે તેવાજ શું રાજા પણ ગયા છે કે ? !! કેદીઓ અને રાજા બેહુને એકસરખા જેલમાં ગયલા કહેવુ એ શું મૂર્ખત્વ નથી દર્શાવતુ !! એમ તો મૂર્ખજ કહે છે. તેમ, સર્વ શક્તિમાન ઇશ્વરે પાપી પુણ્યાત્મા જીવો માટે આ સસારરૂપી જેલખાનુ કીધુ છે. કર્તૃત્વ ભોક્તૃત્વ બુદ્ધિથી કરેલાં શુભાશુભ કર્મ પ્રમાણે સુખ દુઃખરૂપ સજા ભોગવે છે. ત્યાં કોઈ તો જેલર છે, કોઇ સુપ્રિન્ટેન્ડન્ટ છે, કોઇ પેહેરેગીર, મેજીસ્ટ્રેટ, વગેરે છે. એવી જેલમાં જેઓ મોક્ષેચ્છાથી ભક્તિ કરે છે તેવાને દુઃખ દેનારા છે તેઓને દંડ-સજા કરવા સત્વ પ્રધાન માયાના પરિણામ રૂપે રામ કૃષ્ણ નૃસિંહ વગેરે અવતાર લઇને સંસારરૂપ જેલખાનામાં પ્રભુ પોતે આવે છે. ત્યાં તપાસ કરે છે, ભક્તોની રક્ષા કરે છે, અને દુષ્ટોને સજા કરે છે.

નિરાકારમાં વ્યાપ્ય વ્યાપક ભાવ નથી. **सपर्यगात् शुक्रम्** ઇશ્વર અકાય (શરીર રહિત) છે. તેનું શરીર રજવીર્યનું નથી તેથી અકાય છે. તે બધનમાં આવતા નથી. યશોદાએ આખા ગામના

દોરડાં મગાવ્યાં છતાં ચાર આંગળ બાકી રહ્યું—બંધાઇ શક્યા નહી. કેમકે શુદ્ધ સત્વ પ્રધાન માયાના પરિણામ રૂપ તેનું શરીર છે. તેથી ભક્તોની શ્રદ્ધા પ્રેમ ભક્તિને વશ થઇ તેમના સરક્ષણાર્થ પ્રકટ થનાર ઇશ્વરની મૂર્ત્તિનું પૂજન, અરચન ધ્યાન થાય છે.

**ईशावास्यमिदंसर्वं०** ઇશાવાસ્ય ઉપનિષદમાં ઇશ્વર સર્વ શક્તિમાન છે. શુદ્ધ સત્વ પ્રધાન માયારૂપ શિખરથી ઉતરવુ તે, તે ઇશ્વરનો અવતાર છે. યજુર્વેદ અ૦ ૩૨ મત્ર ૪ જુવો. **सर्वतोमुख०** એ મત્ર છે. ઇશ્વરને મુખ વગેરે અગ છે તો સાકાર સિદ્ધ થયા જ. યજુર્વેદ અ૦ ૩૦ જુઓ. ઇશ્વર ચાને છે-વિચરે છે, તે સ-ર્વત્ર છે. ઇશ્વરની સ્ત્રીઓ હોવાનુ પણ વેદમા છે. યજુર્વેદ અ૦ ૩૦ મત્ર ૨૨ **श्रीश्च लक्ष्मीश्च पत्नयः** ॥ ઇશ્વિર ગાય બજાવે છે તે તે પણ વેદ કહે છે, ઋગ્વેદમાં છે કે, હે ઇશ્વર! આપ સામવેદનુ ગાન કરો છો તે હમારી સભામાં સુણાવો. વળી મૂર્ખ કહે છે કે ઇ-શ્વર ચોરી નથી કરતા તો કૃષ્ણે કેમ કરી હતી? જુવો ઋગ્વેદ મડલ ૧ સૂક્ત ૧૦૪ મત્ર ૮ **मानोवधी०** અર્થાત્ એવી પ્રાર્થના છે કે, હે ઇશ્વર! તમારા પ્રીય ભોગ દુધ ઘી છે, તેને ચોરી જ-તા નહી અથવા ચોરાવતા નહી. કૃષ્ણે તે બતાવવાને દુધ માખણ દહીં ઘીની ચોરી કરી તે લીલા માત્ર બતાવી છે. ચોરીનો આરોપ મુકવાનો નથી. વળી કાયદા મુજબ પણ દસ બાર વરસ સુધીના બાળક ઉપર ચોરીનો ગુનો લાગુ થતો નથી તે બધું રહેવા દઇ જોશો તો કૃષ્ણની સઘળી લીલા અમુક અમુક ભત્ર તારક ઉપદેશ રૂપ શિક્ષણજ આપે છે. તેમ, દુધ માખણની ચોરીથી એવું શિ-ક્ષણ આપ્યું કે, અનેક શાસ્ત્રોના અવલોકન અભ્યાસ કરી તેમાં દ-ટાઇ ન રહેતાં તેમાંથી સાર સત્વ ખેંચી લઇ તૃપ્ત થવું. બ્રહ્મા-ત્મૈક્ય અનુભવરૂપ માખણ ઘી ખાઇ ખવાડી શાંતિ પુષ્ટિ તુષ્ટિ પ્રાપ્ત થવું અને બીજાને કરવાં.

ગોપીઓ શ્રી કૃષ્ણને પ્રીય પતિ કહેતી હતી, તે શુ આધા-રથી ? **गणानांत्वा गणपति०** એ વેદના મંત્રમાં પ્રાર્થના છે કે હે પ્રભો ! હમે તમને સઉથી પ્રિય પતિ જાણીએ છીએ. સાકારની સ્તુતિ છે તેથી ગોપીઓ કહેતી હતી તે વેદ વિરૂદ્ધ ન હતું. **पाति रक्षति इति पतिः** જે રક્ષણ કરે તેને પતિ કહે છે. કૃષ્ણ ગોપ ગોપીઓની રક્ષા કરતા હતા. ( રાક્ષસાદિથી, કાળી નાગથી, ઇન્દ્રે કોપ કરી મહાવૃષ્ટિ કરેલી તેનાથી, વગેરે વખતે રક્ષા કરેલી ) તેથી પતિ કહેતી હતી.

ઇશ્વર કઇ ખાતા પીતા નથી, પણ કૃષ્ણ તો ખાતા પીતા હતા, તેનું કેમ ? ઋગ્વેદ અ૦ ૧ મંત્ર ૧ જુવો. હે દર્શન દેવા યોગ્ય ઇશ્વર ! હમે સોમવલ્લી વગેરે સર્વોત્તમ ભોગ તઇઆર કીધા છે તેનું તમે પાન કરો. એ મંત્રથી દેખાય છે કે ઇશ્વર ખાય પીએ છે.

ઇશ્વર કોઇના પુત્ર ન હોય, કૃષ્ણ તો વસુદેવના પુત્ર હતા ? રામચદ્ર દશરથના પુત્ર હતા, તેનું શુ ? છાંદોગ્ય ઉ. જુવો. **आदित्य हृदयौ०** જે પવિત્ર કરે તેને પુત્ર કહે છે, **पुनात्ति पवित्रं करोत्ति इति पुत्रः ॥** માતા પિતા પુત્ર વગેરે રૂપને ઇશ્વરજ ધારણ કરે છે. અથર્વણ વેદમાં કૃષ્ણાવતારનુ વર્ણન છે. કાંડ ૩ માં ઔષધીની પ્રાર્થના છે કે, રામનો જન્મ થયો તે શુકલ પક્ષની, તથા કૃષ્ણનો જન્મ થયો તે કૃષ્ણ પક્ષની વનસ્પતિઓ ! તમો શુક્લ કૃષ્ણ પક્ષમાં ઉત્પન્ન થઇ છો તે હમને આરોગ્ય આપો. સીતાના થવાનો પણ અથર્વવેદમાં મંત્ર છે. **सीते वन्दामहे०** અયોધ્યાનું વર્ણન પણ છે. **अष्ट चक्रा नव द्वारा देवानां पुर०** ઋગવેદ માં ઇક્ષ્વાકુ રાજા વિશે પણ છે, તથા મડલ ૧ સૂકત ૧૨૬ મંત્ર ૪ માં દશરથ રાજાના પ્રાકટય વિશે છે, તેમ હનમાનજીના હોવા વિશે પણ છે. ઇશ્વરને સગ્રામ કરનારા, ભકતને જય દેનારા, અને

રાજારૂપ પણ કહ્યા છે. વળી કહ્યું છે કે, **त्वं कुमारो वा कुमारी त्व जीर्णो त्वं जातो भवसि विश्वतो मुखाः ॥** તુંજ સ્ત્રી, તુંજ પુરૂષ, વગેરે રૂપે છે. કુમાર (સનત્કુમારાદિ) તુંજ છે. કુમારી (દુર્ગા) પણ તુંજ છે. **वामनोहि विष्णुः ॥** એમ વામનાવતાર વિશે પણ છે. વરાહાવતાર, મત્સ્યાવતાર, કચ્છ, કપીલ, નૃસિંહાવતાર, પરશુરામ, વગેરે દશે અવતાર વિશે છે. **रुपं रुपं प्रति रुपो बभूव ॥** તાત્પર્ય કે, ઇશ્વર સર્વશકિતમાન સર્વજ્ઞ હોવાથી અનેક અવતાર ધરે તેમા નવાઇ નથીજ. **कर्तुम कर्तु मन्यथा कर्तु समर्थ· इश्वरः ॥** કરવાને, નહીં કરવાને, અને અન્યથા કરવાને જે સમર્થ તે ઇશ્વર છે.

**ઉપદેશના પ્રકાર.**

પોતાના પ્રતિ જે વર્ણન કરવામાં આવે, છતાં ઇશારો બીજાને હોય છે, તે ઉત્તમ ઉપદેશ કહેવાય છે. અને કોઇનું નિશાન રાખીને નિમિત્ત લઇને કહેવાય છે તે મધ્યમ ઉપદેશ કહેવાય છે. કેકઈ પ્રત્યે પોતાના પિતા દશરથની થયલી પ્રતિજ્ઞા સત્ય કરવા સારૂ શ્રી રામે ૧૪ વર્ષ વનવાસ સ્વિકાર્યો. તેથી જગતને એ શિખવ્યું કે, પિતાની આજ્ઞાનુ નિઃશંક બની શ્રદ્ધા પ્રેમથી પાલન કરનાર સુપુત્રજ શ્રેષ્ટ હોવાથી ધન્યવાદને પાત્ર છે. એ ઉત્તમ પ્રકારનો ઉપદેશ છે. પોતે જાતે ચક્રવર્તિ રાજ્ય વૈભવનાં સુખને પણ તૃણવત ગણી માત્ર પિતાની આજ્ઞા (જેમાં વનવાસના અનેક દુઃખનો સંભવ મનાય છે તે) મહા મૂલ્યવાન પ્રશસ્ય ગણી સ્વિકારી લીધી. એવા ઉત્તમ ઉપદેશક કોણ હોઇ શકે ? પરમાત્માજ લીલાતનુ ધરીને, તથા હરિમય બનેલા સાચા ભકત સંતો.

**બુદ્ધિચાતુર્ય.**

અકબર બાદશાહ પાસે બિરબલ કરીને બ્રાહ્મણ દીવાન હતો. તેને અકબરે કહ્યું કે, તમે આવા સમર્થ વિદ્વાન છો તો તમારા પિતા તો ઘણા

જ વિદ્વાન હશે. હવે બિરબલના બાપ તો કંઇ ભણેલા નહિ, પણ બિરબલે વિચાર કરીને આબરૂ રાખવા જવાબ દીધો કે, હાજી. બાદશાહે કહ્યું, અચ્છા, કાલે તેમને દર્શને અત્રે બોલાવો. બિરબલ કહે, બહુ સારૂં, હજૂર. બિરબલે ઘેર જઇ બાપને એકજ વાત શીખવી કે કાલે સભામાં જઇ બેસો ત્યાં રાજાજી ગમે તે બોલે પણ બોલતાજ નહિં. ઠીક. બીજે દહાડે તેડાવ્યાથી મ્યાનામાં માનથી ગયા, ત્યા બેઠા, રાજાએ બહુ પ્રશ્નો પૂછ્યા પણ તે તો બોલેજ શાના! મુગા બની બેઠા. તેથી ક્રોધ કરી ઘેર મોકલી દીધા. પછી બીરબલ આવ્યો તેને રાજાએ પૂછ્યુ કે મૂર્ખ (બેવકુફ, સાથે મુકાબલો પડે ત્યારે શું કરવું? બિરબલ કહે ચૂપ રહેવું. તે સાંભળી રાજા તો આગળ બોલતોજ અટકી પડયો, કેમકે પોતેજ બેવકુફ બન્યો.

આનું નામ મધ્યમ ઉપદેશ કહેવાય.

**ભાઈ કેવા હોવા.**

ભાઇ પ્રત્યે ભાઇનો પ્રેમ કેવો હોવો જોઇએ, તે લક્ષ્મણ જેવો જોઇએ, કે જુદા પડેજ નહિ. છેવટ સુધી રામને છુટા મુકયાજ નહિં. એ લક્ષ્મણે અને રામે શિખવ્યું (જાતે કરી બતાવીને ઉપદેશ્યું.)

**સ્ત્રી કેવી હોવી.**

સ્ત્રી તો સીતા જેવીજ હોવી, કે જે પતિથી છુટી રહેજ નહીં વનમાં ગયા તો ત્યાનાં દુઃખોને માથે વ્હોરી લેઇ દુઃખની ભાગીદાર થઇ વનમાં ગયાં, અને રાજે બેઠા ત્યાં પણ સાથેજ વિરાજ્યાં. સીતાએ પોતે સ્વકર્તવ્ય–સ્વધર્મ પાલન ઉત્તમ રીતે કરી બતાવી જગતની સ્ત્રીઓને ઉત્તમ ઉપદેશ આપ્યો છે.

પુત્ર તો શ્રીરામ જેવાજ હોવા, જેણે પિતાની આજ્ઞા ગમે તેવી

**પુત્ર કેવા હોવા.**

ભયંકર અને વનવાસ જેવાં દારૂણ દુઃખપ્રદ છતાં પ્રેમથી પાલન કરી તેમની પ્રતિજ્ઞા-વચન સત્ય કીધુ. માતાને, ભાઈને, ભક્ત મારૂતિને, સ્વસ્વરૂપનુ ભાન કરાવી સસાર સ્વપ્નનો મોહ મીટાવી અભય પ્રામ બનાવી સુખી કીધા.

**ભાભી પ્રત્યે દીયરનું વર્તન કેવું હોવું.**

સુરૂપનખાએ રામ પાસે જઇ પરણવાનું કહેતાંજ રામે કહ્યું કે મારી સ્ત્રી તો મારી સાથે છે, મારા ભાઇની નથી ત્યાં જા. જ્યારે લક્ષમણ પાસે આવી તો તેણે નાક કાન કાપી મુકયાં. શા માટે ? કોઇપણ સ્ત્રી વ્યભિચારની ઇચ્છા કરે તેની દુર્દશા કેવી થાય છે તે બીજી જગતની સ્ત્રીઓને દર્શાવવા-ઉપદેશવા. અર્થાત્ એ ઇશારો તેવી સ્ત્રીઓ પ્રત્યે છે કે પતિવ્રતા રહેવું.

રાવણ જ્યારે સીતાને હરી ગયો તે વખતે સીતાએ પોતાનાં અલંકારો કાઢી જટાયુ પાસે નાખેલાં. તે જ્યારે રામને સોંપવામાં આવ્યાં ત્યારે લક્ષમણને બતાવ્યાં કે ઓળખી લો એ સીતાનાં છે ? તે વખતે લક્ષમણે કહ્યું કે, હે પ્રભો ! પગનાં ઘરેણાં તો હું ઓળખી શકું પણ પગની ઉપરનાંની મને ખબર નથી; કેમકે, હંમેશ, હું સીતાજીને પગે પડતો ત્યારે તે (પગનાંજ) મને જણાતાં. ઉપરને ભાગે મે કદી જોયુ નથી તેથી ઓળખી શકાય નહીં. અહાહા ! ! ! ! વાહ વા ! મોટાભાઇની સ્ત્રીને ચરણમા નમસ્કાર કરવાની સભ્યતા, સામું જોવાની તો વાતજ નહિં, પણ પગની ઉપરથી પણ નજર નહી કરવી, એ તે કેવી દ્રઢતા ! એ કેવું વ્રત ! એ ઇશારો ભાઇની સ્ત્રી સંબધે સર્વ પ્રતિ છે.

મહાવીર હનુમાનજી જ્યારે સીતાની શોધ માટે લંકામાં ગયા

**ઢોંગીના આડંબર માનવા નહીં.**

હતા ત્યારે ત્યાં ઘેર ઘેર સંધ્યા અગ્નિ હોત્ર પાઠ પૂજા અર્ચા થતા જોઇ વિચાર્યું કે આ બધુ છે ખરૂં, પણ ઉપલોજ ઠાઠ–મોટો આડંબર–ડોળ છે. કેમકે ઋષિનુ લોહી મંગાવનાર નિર્દય એજ રાવણ છે એવા ધર્મનાશ કરનારાનો વિશ્વાસ નહિ કરવો, એ ઇશારો છે. વળી, જયારે હનમાનજી અમૃતસજીવની બુટ્ટી (જડી) લેવા ગયા ત્યારે કાળનેમી પોતાના યોગબળથી બ્રહ્મચારી બની માળા ફેરવે છે. માયાવી તળાવ બનાવી તેમાં પોતાની સ્ત્રીને માછલી બનાવી છે, તે રામ નામ જપે છે, તે સાંભળી હનમાન રસ્તે જતાં નીચે ઉતરી પાણી પીવા ગયા ત્યાં પેલી માછલી ખાવા લાગતાંજ તેને પકડી ચીરી નાખી તેણે ઈશારત કીધી કે આ ઢોગી સાધુ છે. તેથી તરત કાળનેમી પાસે ગયો અને તેને ઉપદેશ લીધા પહેલાંજ ગુરૂ દક્ષણા ( શીક્ષા ) આપી સ્વધામ પહોચાડયો. તે કર્તવ્યમા પણ એ ઇશારો છે કે, ઢોંગી ગમે તેવા બહિરાડબર વાળા જણાય, પણ તેવાને માનવા નહીં. એવા કાળનેમીના વંશજો–પુત્રો જેવા જેઓ ખોટા મોટા આડંબર કરી ધર્માત્મા હોવાનુ બતાવે, પણ અંતરમા છળ પ્રપચ હોય તેવાનો વિશ્વાસ કર્તવ્ય નથી.

**સત્યવચન માટે રામની ચિંતા.**

લક્ષ્મણને મૂર્છા આવેલી તે વખતે સુગ્રીવે કહ્યું કે, ફીકર ન કરશો. હનુમાનજી હમણાં ઔષધી લાવશે, વગેરે. તે વખતે રામે કહેલું કે મને સીતાની ફીકર નથી, મને લક્ષ્મણની ફીકર નથી, પણ વિભિષણ જ્યારે મારે શરણે આવ્યો ત્યારે " આવો લકાધિપતિ " કહીને મેં બોલાવ્યા છે, તેમજ લકાનુ રાજ્ય એને આપ્યાનું વચન આપ્યું છે, તે મારૂ વચન મિથ્યા થાય તેનીજ ફીકર છે. એ ઇશારો સર્વ પ્રત્યે, વચન સત્ય કરવાને દ્રઢ રહેવાનો છે.

ઇશ્વર સર્વનાં અન્તઃકરણમાં છે. તે ભકતોનાં અંતરમાં રહી તેમનુ રક્ષણ કરે છે, અને દુષ્ટોનાં અંતરમાં રહી તેને દંડ— સજા કરે છે.

અગ્નિ બધે સામાન્ય રીતે વ્યાપેલો છે પણ વિશેષ રૂપે થયા વગર ( દીવાસળીનાં ઘર્ષણ વગેરે વગર ) કામ કરી શકતો નથી. ગાયમાં દુધ ઘી રહેલું છે છતાં બહાર કાઢીને તેની યથાયોગ્ય ક્રિયા કરાઈ ગાયને ખવાડયા પીવાડયાથી પુષ્ટિ થાય છે, તે વગર તેજ ઘી દુધ કંઈ કરી શકતુ નથી. તેમ, પરમાત્મા માયા શકિતથી અવતાર ધરશે તોજ કામ થશે.

**ધર્મ સ્થાપના માટે અવતાર.**

ત્યારે આજ ઇશ્વર કેમ અવતાર નથી લેતા ? **यदा यदाहि धर्मस्य ग्लानि र्भवति भारत ॥ अभ्युत्थानम धर्मस्य तदात्मानं सृजाम्यहं** ॥ વળી **धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥**

આજની સરકાર પોતાના ઢંઢેરામાં કરેલી પ્રતિજ્ઞા પ્રમાણે કોઇના ધર્મ કર્મમાં ખલેલ કરતી નથી, તો ઇશ્વરને અવતાર લેવાની હાલ જરૂર પણ નથી. પ્રલ્હાદની રક્ષા માટે નૃસિંહ થવું પડયું, દુષ્ટ રાવણને હણવા રામાવતાર, કંસ વધ કરવા માટે કૃષ્ણાવતાર લેવો પડયો. પછી બુદ્ધ મત ફેલાયાથી બુધ અવતાર, પછી શંકર રૂપે થઇને વેદ ધર્મ સ્થાપન કીધો. ઔરંગઝેબની એક તરવાર અન્યાય અને જુલમની જ્યારે નીકળી ત્યારે તેને પકડવાને શિવાજી અને ગુરૂ ગોવિંદસિંહ એવા બે રૂપો ખડાં થયાં તેણે પકડી.+

---

+ પ્રવેશ, આવેશ, સ્ફુર્તિ, આવિર્ભાવ એ ચાર પ્રકારે અવતાર કહી શકાય છે. વીંછુ મારવાને અવતારની જરૂર નથી. પગમાનું ખાસડુ મારવાથી તે તરત મરશે. દુષ્ટ રાક્ષસો તપોબળથી

ઇશ્વરની મૂર્તિ કહેવાય છે, જીવની મૂર્તિ કહેવાતી નથી. તે ઇશ્વર પ્રીત્યર્થે નિષ્કામ કર્મથી મળ દોષ મટાડી દો, પૂજા અર્ચા ધ્યાન ધારણા ઉપાસનાથી વિક્ષેપ હટાવી દો, અને પછી આવર્ણ દોષને જ્ઞાનથી ખસેડી દો.

શિવલિંગ શા માટે પૂજાય છે, એ નિર્લજ્જનું કામ છે ?

---

સાધુ રૂષિને દુઃખ દેતા હતા. તેથી અવતારની જરૂર હતી. વીછુ જેવા લોક માટે હાલ ખાસડા રૂપ પ્લેગ કોલેરા વગેરે બસ છે તે જુતી પડતીજ રહે છે. ત્રણ પ્રકારેતો અવતાર થયાજ કરે છે. સ્ફુર્તિથી અંતરમાં જ્ઞાન સ્ફુરે છે.–પરમાત્મા અંતરયામિ રૂપે ઉપદેશે છે. એનાં ઘર્ષણથી આવિર્ભાવ અવતાર થાય છે. ચુલા પર પાણીનો દેગડો મુકયો, તે નીચે અગ્નિ પ્રજ્વલિત થવાથી પાણી ગરમ થઇ જાય છે તે એવું કે પાણી દીલપર પડે તો ફોલ્લા ઉઠે. એ રીતે અગ્નિનો જળમાં પ્રવેશ છતાં જળમાં અગ્નિનાં સ્વરૂપનો પ્રવેશ નથી. ભકત લોક પરમાત્મામા તન મન ધન અ-રપી તદ્ગત તદ્ભાવ થઈ જાય છે. મનુજીએ ઘોર તપથી ( તદગત તદ્ભાવથી ) ઇશ્વરને પ્રસન્ન કરી વર માગ્યો કે, તમારા જેવા પુત્ર થાય. તેથી આવિર્ભાવ અવતાર લેવો પડયો હતો.

સર્વ તરફથી ચિત્તને હઠાવી અંતરમા સ્થિર કરાય તો હૃદયમાં પરમાત્માની સ્ફુર્તિ થાય છે. તેનુ દર્શન ચાહે તે વખતે કરી શકાય. પરશુરામ વગેરે આવેશ અવતાર છે. જળ ગરમ હતુ તે પાછુ હતુ તેવું શીતળ થાય છે–તેવા મચ્છ કચ્છ અવતાર છે. રામ કૃષ્ણાદિના અવતાર છે તે અવ્યકત ( સામાન્ય વ્યાપક ) માથી વ્યકત થયા. બેકાષ્ટ ઘર્ષણથી અગ્નિ વ્યકત થાય છે તેમ પ્રકટ થઇ કામ કરી ગયા. જ્યાંના ત્યાંજ આવિર્ભાવ થયો હતો. ધર્મ અધર્મરૂપ સંઘર્ષ-ણથી જ્યાંના ત્યાં અવતાર દેખાય છે.

એમ કહેનાર મૂર્ખને ઉત્તર, કે—પ્રકરણને અનુસાર અર્થ કરવો યથાર્થ-યોગ્ય ગણાય છે. શેઠે જમતાં જમતાં હુકમ કીધો કે **सैंधवमानय** ( સેંધવ-મીઠું લાવ ) તે વખતે સૈંધવ એટલે ઘોડો પણ અર્થ થાય છે તેથી ઘોડો લાવીને ત્યાં ઉભો કરે તો મૂર્ખ ઠરીને માર ખાય. તે શૂ દાળમાં શાકમાં કે રાઇતામાં નખાશે કે ? બુદ્ધિ મંદ મૂર્ખ ઠરેજ,. તેમા નવાઇ નથી. અથવા કપડાં પાઘડી શાલ પહેરી ઓઢી બહાર ફરવા જવાને શેઠ તઇયાર થયા અને હુકમ કીધો કે, અલ્યા અડગગ! **सैंधव मानय** તે વખતે ચપટી મીઠું લઇ સામે આવી ઉભો રહે. તો શૂ શેઠની થાપટ સાથે ચાર ગાળ પણ નહિ ખાશે કે ?! ફરવા જવાનું પ્રકરણ છે ત્યાં મીઠું શા કામનુ? સૈંધવનો અર્થ મીઠુ અને ઘોડો થાય છે તેથી ફાવે તે લાવી મુકે, અને ચાલતું પ્રકરણ ન જુવે તો તે મુર્ખજ ઠરી માર ખાય, ગાળ ખાય, ને તિરસ્કાર પામેજ. તેમ સર્વ શકિતમાન ઇશ્વરની સ્તુતિ ઉપાસનાનુ પ્રકરણ છે તો ત્યા લિંગ એટલે ચિન્હ એવો અર્થ છે. આત્માનુ જ્ઞાન કરાવવાનુ લિગ ( ચિન્હ ) છે, લિગનાં જ્ઞાનથી લિગીનું જ્ઞાન થાય છે, જેમ, પેલાં ઘરમાં ધુમાડો નિકળે છે તેથી ( તે ચિન્હ-લિગથી ) એવું સમજાય છે કે ત્યાં અગ્નિ છે. ખેતરોની હદ માટે પણ બાણ-નિશાન-ખૂંટ વગેરે લિગ-ચિન્હ છે.

**अव्यक्तं त्रिगुणात् लिंगात् ॥** પ્રકૃતિનુ જ્ઞાન કરાવવાનું લિંગ છે, તેમ શિવલિંગ છે તે સર્વ વ્યાપક ઇશ્વરનુ સ્મર્ણ ચિત્વન પૂજન સ્તુતિ માટે વર્તુલાકાર ચિન્હ છે તે એજ સૂચવે છે કે પ્રભુ દશે દિશાએ સર્વત્ર વ્યાપક છે. જે લોકો ઉલટા અર્થ લે છે તેઓ મૂર્ખજ છે તેઓનાંજ અંતરમાં એકુત્સિત અર્થ ઠરી બેઠેલો છે, તે તરફ વિવેકી સુજ્ઞ જને ધ્યાન આપવાનું નથી. **भावना सदृशी सिद्धि** જેની જેવી ભાવના તેને તેવીજ સિદ્ધિ હોવાનુ વ્યાસ કૃષ્ણ વસિષ્ઠ રામ વગેરે વારંવાર કહી ગયા છે અને સર્વ સુજ્ઞ જ-

નોને તે અનુભવ સિદ્ધ છે.

વેદમા કહે છે કે, **भग एव भगवान.** ભગ, એટલે સર્વ એશ્વર્ય. તે ત્રિગુણાત્મક માયા છે. ને ઇશ્વરનું નામ પણ ભગ કહ્યુ છે. ઇશ્વરની માફક પ્રકતિ પણ સર્વ વ્યાપક છે. તે માયા પ્રકૃતિ અનેક પ્રકારની છે. નેત્રમા રૂપનુ જ્ઞાન કરાવવાની શક્તિ શ્રોત્રમાં શબ્દનું, ત્વચામા સ્પર્શનુ, ઘ્રાણમાં ગંધનું, જીભમાં સ્વાદનું, હાથમાં લેવા દેવાનુ, પગમા ગમનાગમનનુ, ઉપસ્થમાં રતિ ભોગનુ, વાયુમાં મલત્યાગનુ જ્ઞાન કરાવવાની શક્તિ, મનમા સકલ્પ કરવાની શક્તિ, બુદ્ધિમાં નિશ્ચય કરવાની, ચિત્તમાં ચિંતવન કરવાની, અહકારમાં અહકાર કરવાની, પ્રાણમાં અધઊર્ધ્વવહન કરવાની વગેરે જૂદી જૂદી રીતે અનેક શક્તિઓ છે, તેજ એ માયા પ્રકૃતિ વ્યાપી રહેલી છે, જીવાત્મામા કર્મના ફળ (સુખ દુખાદિ) ભોગવવાની શક્તિ છે. બ્રાહ્મણાદિ જાતિમા બ્રાહ્મણત્વ જાતિ વિશિષ્ટ વ્યક્તિનુ જ્ઞાન કરાવવાની શક્તિ છે. ઘટ પટ વગેરેમા તે તે જાતિ વિશિષ્ટ વ્યક્તિનુ જ્ઞાન કરાવવાની શક્તિ છે. પૃથ્વિમા આધાર દેવાની, જળમાં તૃષા મટાડવાની, અગ્નિમા દાહ કરવાની, વાયુમાં આકર્ષણ વગેરેની શક્તિ છે. શક્તિની વ્યાપકતા વગર કઇજ ખાલી નથી. પૂર્વે કરેલાં શુભાશુભ કર્મોના હાલ સુખ દુઃખરૂપ ફળ દેવાની ઇશ્વરમા શક્તિ છે. એવી સમર્થવ્યાપક જે શક્તિ છે તેના ધ્યાન પૂજનથી શક્તિવાળા અધિષ્ઠાનનુ જ્ઞાન થાય છે.

**पूज्** ધાતુ છે, તેનો અર્થ સત્કાર–માન–આદર હોવાથી જેની મૂર્તિ હોય તેની પૂજા કરવાથી તે મૂર્તિવાળાની એટલે જે દેવની તે મૂર્તિ હોય તે દેવની પૂજા થાય છે. અર્થાત્ તે દેવને માન અપાય છે અને તે મૂર્તિનુ અપમાન–તિરસ્કાર કરવાથી તે દેવનું અપમાન થાય છે. સર્વ કોઇ મૂર્તિપૂજા કરી રહ્યા છે. મક્કામાં "હજરલસ્વદ" પથ્થર છે, તેને માટે મુસલમાન કહે છે કે, એ પથ્થર ખુદા–અ-

લ્લા તરફથી દીલ સફા કરવાને આવ્યો છે. તેનો રંગ સફેદ હતો, પણ મુસલમાનો દીલ સફા કરવા લાગ્યા તેથી કાળો થઇ ગયો છે, તેની મહમદે પૂજા કરી હતી. તે પથ્થર વિષે વળી એવુ પણ કહે છે કે, એ પથ્થરને હાથ પગ વગેરે બની જઇને દીલ સફા કરનારાઓની સાક્ષી દેશે. તેથી મક્કે હજ કરવા, એટલે તે પથ્થરને પૂજવા ઘણા મુસલમીનો જાય છે. એ રીતે મુસલમાનના એક કીતાબમાં હકીકત છે. એમ છતાં જેઓ હિંદુના શિવલિંગની નિંદા કરતા હોય તેઓ ભુલ કરે છે. જો પોતાના તે પથ્થરને પૂજ્ય માને છે તો શિવલિંગ વિષે તેમનુ નિંદાના શબ્દથી કહેવુ તે મક્કાના પથ્થરને કહ્યા તુલ્ય અથવા કહેવાડવાની સૂચના તુલ્ય છે,

રોમન કેથોલિક મરીઅમ અને ઇસા મસીની મૂર્તિ પૂજે છે, તેથી પાપ દૂર થવાનુ માને છે. તેથી દેવળમાં જતાં પહેલાં બહાર ટાંગેલાં ઘડીઆળને ટોપી ઉતારી માન આપે છે.

કહેવાય છે કે કોઇ લશ્કરી કમાન્ડરે પુછ્યુ કે, મૂર્તિપૂજા કેમ કરો છો ? તેને જવાબ મળ્યો કે,-જંગી ફોજમાં જવું હોય છે ત્યારે રાણી વિકટોરિયાની મોટી ચિત્રેલી છબી (Enlarged Photo) અથવા મૂર્તિને આપ સલામ કરીને શા માટે જાવ છો ? આથી તરત તે ચુપ થઇ ગયો, કેમકે જે આનો જવાબ તેજ તેનો જવાબ છે.

**મૂર્તીપૂજા શા માટે**

દિલ્હિ દરબાર ભરાયું ત્યાં જેપોરથી એડવર્ડ સાતમા (તે વખતના શેહેનશાહ)ની મૂર્તિ હાથી પર લાવ્યા તે વખતે તેને બધા નીચા વળી વળીને નમે છે. કમીશનર, લોર્ડ કર્ઝન, કલેકટરો, શેઠો; અમીરો, ઉમરાવો, કાજી, મુલ્લાં, કારકુનો, સીપાઇઓ વગેરે નમે છે. ત્યાં મૂર્તિને નહીં માનનારા ઘણા આર્ય સમાજી મહાશયો વગેરે લોકનાં ટોળાં પણ વાંકાં વળી નમી રહ્યાં છે. એથી શું સિદ્ધ થયું ? એજ થયુ કે, મૂર્તિવાળાની ઇજત–આબરૂ–માન છે. કરઝને સાડા ત્રણ

કરોડનો ખર્ચ કરીને કલકત્તામાં મહારાણી વિકટોરિયાની મૂર્તિ રાખવાનુ દેવળ બધાવ્યુ છે તે શા માટે? વિકટોરિયા કોઇના ધર્મમાં ખલેલ નાહી કરતાં હતા અને માયાળુ-દયાળુ રહી પ્રજા પાલન કરતાં તે ગુણ, ધર્મ, ઉપકારની યાદદાસ્તિ રહેવા સારૂ. તો પછી પ્રભુ શ્રી રામ, કૃષ્ણ, શકર, દેવી, મારૂતી, દત્ત જેવા ઇશ્વિરાવતારના ગુણ, કર્મ, ધર્મ, રક્ષા વગેરે ઉપકારની યાદી-સ્મર્ણ રહેવા તેમની મૂર્તિ કરી પૂજા કરવી, તેમાં કોઇ પણ સુજ્ઞને તો દ્વેષ-શકા અથવા પ્રશ્નો સભવજ નથી.

એવી સાત્વિક અને ઐશ્વર્ય સામર્થ્ય સપન્ન જ્ઞાનમય દેવની મુર્તિની પૂજાના અધિકારી તો તેઓજ હોઇ શકે છે કે, જેઓના કામ ક્રોધાદિ આસુરી ભાવો વિશેષત. દૂર થઇ ગયા છે અને જેમનાં ચિત્તમાં શ્રદ્ધા અને પ્રેમ જાગ્રત થયા છે તેવા ભક્ત મહાશયોજ હોઇ શકે. તેમના અત.કરણનાં સત્વગુણનાં પરિણામરૂપ વૃત્તિ, નેત્રદ્વારા નિકળી મૂર્તિને આકારે થાય છે. તે મૂર્તિ અવચ્છિન્ન અથવા મૂર્તિ ઉપહિત ચેતનના આવર્ણને દૂર કરે છે. તેથી તેને નિરાવર્ણ આનદનો આવિર્ભાવ થાય છે. તે આનદના વારવાર આસ્વાદનથી નામરૂપ દૃષ્ટિ ઉડી જઇ-અજ્ઞાનની નિવૃત્તિ થઈ (જ્ઞાન થઇ) પરમ આનદની-એટલે મુક્તિની પ્રાપ્તિ થાય છે. **ऋते ज्ञानान्न मुक्तिः ॥** જ્ઞાન વિના મુક્તિ નથી, એ શ્રુતિ સત્યજ કહે છે. પણ તે જ્ઞાન ક્યારે થાય? ગુરૂ ઇશ્વિરની પૂજા વદન સેવા વગેરે નિષ્કામ કર્મથી ચિત્ત શુદ્ધિ કરાય, તે પ્રભુનુ ધ્યાન ધારણા વગેરેથી એકાગ્રતા સધાય, અર્થાત્ કર્મ ઉપાસનાથી મળ વિક્ષેપ દોષ ખસેડી દેવાય ત્યારે પછી **तत्वमस्यादि महावाक्य**ના ઉપદેશથી જ્ઞાન વડે આવર્ણ દોષ ખસે ત્યારે સ્વયપ્રકાશ સ્વરૂપનું જ્ઞાન થાય છે. તેથી મૂર્તિપૂજાથી મુક્તિ થાય છે, એમ કહ્યું હોય તો તે ખોટું નથી. કેમ કે સાક્ષાત તેથી મુક્તિ નથી થતી, પણ પરપરાએ મોક્ષ થવામાં પ્રાથમિક કારણ

રૂપતો છેજ.

પ્રશ્ન.—મૂર્તિમાં પ્રાણપ્રતિષ્ટા કરે છે તે શી રીતે બને, તેમાં અવકાશ નથી ?

ઉત્તર.—ઉષ્ણકાળ—ગરમીના દીવસમાં તડકામાં પડેલો મોટો પથર-શીળા ખૂબ ગરમ થઇ જાય છે. અવકાશ નહીં હોય તો ગરમી શીરીતે તેમાં પેંસી ગઇ ? વળી શરદી પેસી જઇ ટાઢો હીમ જેવો પથરો થઇ જાય છે તે શીતળતા પણ તેમા અવકાશ ન હોય તો શા રીતે પેંસી ગઇ. લોઢાનો નક્કર ગોળો ( તડકામાં અથવા ) અગ્નિમાં મુકવાથી લાલ ચોળ બની જઈ લાકડાં કપડાંને બાળી મુકવા સમર્થ થાય છે. અવકાશ નહીં હોય તો અગ્નિના પરમાણુ તેમાં શી રીતે પેંઠા ?! તેથી મૂર્તિમાં અવકાશ નથી એવુ કહેનારા મૂર્ખજ ઠરે છે. વળી ઇશ્વર સર્વ વ્યાપક છે એ સિદ્ધ છે, તો મૂર્તિમાં પણ છેજ. અને પ્રાણપ્રતિષ્ટા કઇ જીવની નથી થતી, પણ ઇશ્વરનીજ થાય છે. સાગાન્યત્વે તો તે પ્રભુ સર્વ વ્યાપક છે પણ વિશેષ રૂપે અવતાર લઇને થાય છે ત્યારે કામ થાય છે. વાયુ સામાન્ય રીતે તો વ્યાપક છ પણ પખો વગેરે હલાવવા રૂપ ક્રિયાથી વિશેષ રૂપે થાય છે ત્યારે થંડક આવી શાતિનું ભાન કરાવે છે. તેમ અવતારી તનુની —રામકૃષ્ણાદિની મૂર્તિમાં શ્રદ્ધા પ્રેમથી ભાવનાનુ જેમ જોર-વેગ વધારાય તેમ તદનુસાર શ્રેયસ્ પ્રેયસ પ્રાપ્ત થશેજ. **यस्य वाता प्राणा पानौ.** અથર્વણ વેદ કાંડ, ૫. સૂક્ત ૧૦ મત્ર ૭ માં છે, કે, સૂર્યજેનાં નેત્ર છે, પૃથ્વી જેનું શરીર છે, વગેરે. તે સમાનપણે વ્યાપી રહેલો વાયુ ઇશ્વરના પ્રાણ છે. તેથી મૂર્તિમાં પ્રાતિષ્ટા કરે છે એટલે પ્રશસા કરે છે. ( ભાવનાથી સ્થાપના પૂર્વક. )

પ્રશ્ન.—કેટલાક મદપ્રજ્ઞ કહે છે કે, મૂર્તિ જડ છે તેથી મૂર્તિપૂજનારાની બુદ્ધિ જડ થઇ જાય છે ?

ઊ.—તેમને ઉત્તર કે—એવુ કહેનારા પોતાનાં માતા, પિતા, ગુરૂ, રાજા, પંડિત, મિત્રાદિની મૂર્તિ—છબીને આંખથી જુવે છે તેઓની બુદ્ધિજ ( જો એ કહે છે તેમ થતુ હોય તો ) પ્રથમ જડ થઇ જવી જોઇએ. પણ તેમ થતુ નથી. એક

**મૂર્તિપૂજાથી લાભ.**

ધર્મીમાં રહેવા વાળો ધર્મ, બીજામા જતો નથી. ઘટનો ધર્મ પટમાં જતો થથી. ચેતન આત્મામાં ચેતનત્વ ધર્મ છે, અને જડમા જડત્વ ધર્મ છે, તે એકનો બીજામાં જતો નથી, એટલે જડ કદી ચેતન થતુ નથી, અને ચેતન કદી જડ થતુ નથી. માસ્તર બાળકો પાસે નકશા કઢાવે છે તેથી બાળકમાં એવી શકિત આવે છે કે હજારો કોસનુ જ્ઞાન ઘરમાં બેઠાં થાય છે. એથી તેની બુદ્ધિ જડ નથી થતી, પણ ઉલટી તીવ્ર અને સૂક્ષ્મ થાય છે. તેઓ ભૂગોળ વગેરે શિખી મોટે દરજ્જે જાય છે. પ્રથમ મનમાં નકશો—આકાર શીખીને પછી કાગલમાં ચિતરે છે તેથી બુદ્ધિ ચાલાક થાય છે. અક્ષરો, બુકો, ગ્રથો કલમ કાગળ ખડીયો શાહી વગેરે બધુ જડ છે. છતાં તેનાથી તે કોઇ બાળક હજી સુધી જડ બની ગયલુ જોયુ કે સાંભળ્યુ નથી, પણ તેઓ મોટા વકીલ, દાક્તર, ડેપ્યુટી, જડ્જ, મેજીસ્ટ્રેટ, ચિટનિસ, જાગીરદાર, ઇનામદાર, દિવાન, વગેરે બની સુખ ભોગવે છે.

એક બગીચામાં શેઠ બેઠા છે તેની પાસે મિથ્યાભિમાની કોઇ મૂર્ખ જે કે બહુ તકરારી હતો તે આવી બેઠો. શેઠને તબાકુ પાન ખાયા કરવાની ટેવ હતી. તેથી થુકવાનો વિચાર કરી પૂર્વ દિશાએ જેવા થુકવા જાય છે તેવો તે તકરારી બોલ્યો, એમ તો આપના રામચદ્રજી છે, તેની બે અદબી થશે. અટકી ગયા. અને પશ્ચિમે થુકવા

**નાસ્તિકને થપ્પડ પડી.**

જતાં કહે છે, એમ તો આપના કૃષ્ણજી છે, ત્રીજી વાર ઉત્તરે જોતાં કહે કે, એમ મહાદેવજી છે, ચોથી વાર દક્ષિણે જોઇ થુકવા જતાં

કહે, એમ તો આપના ગણપતિ છે, એમ શેઠને અટકાવ્યા. તેજ વખત પેલા મૂર્ખને બગાસું આવ્યુ અને શેઠનું મુખ પણ થુકથી ભરાઇ રહેલુ હતું તેથી તરત તે ખુલેલાં મુખમાંજ થુક્યા. તે બોલી ઉઠયો કે, અરે–એ શૂ કીધુ? શેઠ કહે, ચારે દિશાએ મારા દેવ છે, પણ તારા મુખમાં દેવ નથી, એવું જોઇને હું તેમા થુકયો. તુ મને બીજી જગા બતાવતે તો અથવા તારા મુખમાં દેવ દેખાતે તો નહીં થુકતે. તેજ ક્ષણથી તે તકરારી મૂર્ખ પુરૂષે પોતાની બેવકુફી છોડી દીધી. તાત્પર્ય કે, એવા મિથ્યાભિમાની લોક જગતના ભોળા અજ્ઞાન જનોને આવી દલીલોથી ફસાવી ફોસલાવી શ્રદ્ધા ભ્રષ્ટ કરવા પ્રયત્ન કરતા હોય છે તેઓને માટે એવા શેઠ જેવા ગુરૂ મળે છે ત્યારે ભુલી જાય છે, કહેવત છે કે, કાદવના દેવને વાલની આંખ.

પ્રશ્ન.—એવા અણુઘડ વળી કહે છે કે, મૂર્તિ ઘડનારા કારીગર મૂર્તિના બાપ થાય તેનુ શૂ?

ઉત્તર.—મૂર્તિ કંઇ રજ વીર્યથી થઇ નથી. કારીગર તો નિમિત્ત કારણ છે, ઉપાદાન કારણ નથી. ઘડા ગાગરનું ઉપાદાન મૃત્તિકા છે, અને કુંભાર નિમિત્ત કારણ છે. તેથી નિમિત્ત કારણ બાપ થઇ શકે નહી. તમારી તમારા બાપની, ગુરૂની, કે દાદાની છબી અથવા મૂર્તિ અમેરિકાથી બની આવી, તેથી શૂ અમેરિકન તમારા બાપ, દાદા, કે ગુરૂના બાપ છે એમ તમે કબુલ કરશો? ફોટોગ્રાફર તમારા બાપ, દાદા, કે ગુરૂના બાપ છે એમ કહેશો? માટે અરે

**મૂર્ખ કોણ.**

મૂર્ખો! ઔરંગઝેબની લોઢાંની તરવારથી હિંદુ ધર્મ ન ગયો, તે શું તમારી તુચ્છ ચામડાંની જીભથી જશેકે? કદી નહીં......દુધ છે તે વખતે તેમાં દહીનો, અને દહીં થયા પછી તેમાં દુધનો વ્યવહાર થતો નથી. સંતાન પેદા થયા પછી તે રજ વીર્યનથીજ, રજ વીર્ય છે ત્યારે તે સતાન નથીજ. ઇશ્વરની ઇચ્છાથી પ્રપચનો પ્રાદુર્ભાવ

થયો ત્યારે ત્રિગુણાત્મક માયાનો વ્યવહાર થતો નથી. વૃક્ષ થયા પછી તેમાં બીજનો વ્યવહાર થતો નથી, બીજ છે ત્યાં સુધી વૃક્ષનો વ્યવહાર થતો નથી. અક્ષરો–શબ્દો છે તે વાક્યો બન્યા પછી તે " શાહી " છે એમ કહેવાતુ નથી, પણ " અક્ષરો છે " એમ કહે છે. શેઠ હુકમ કરે છે કે, ઘરમાંથી કપડાં લાવ, "રૂઈ લાવ." એમ નથી કહેતા. સીવીલીઅન બની આવીને માબાપને પગે લાગી કહે છે, હે માતપિતા! Good morning ( પ્રણામ ) પણ તે કઇ તેનાં હાડ માસના સ્થૂળ શરીરને એમ નથી કહેતો કે, હે હાડ માસ ચામ! Good morning ( પ્રણામ. ) તેમ, મૂર્તિને રામ કૃષ્ણાદિ ( જે હોય તે ) નામથી વ્યવહાર નહીં કરતા તેને પથર કહેનાર ગાંડો મૂર્ખ જ છે એ સિદ્ધ થયુ.

**એકયત્વથી સુખ સંભવ.**

સર્વ સજ્જનોએ ઐક્યત્વ કરવુ જોઇએ, તોજ ઐહિક પારમાર્થિક સુખ પ્રાપ્તિ થવાનો સભવ છે. સુઇ (needle) છે તે જુદા જુદાં લુગડાંને એકઠાં કરે છે તેથી દરજી તેને માથામા ( ઉચ્ચતમ અંગ પર ) રાખે છે. અને ચુંક ( ખીલા ખીલી ) છે તે ભેદ પાડે છે તેથી તેને બુટ–જોડા તળે ( છેક પગ તળેથી ) ઠાબી ઘાલે છે. અગ્નિ, પાણી, અને વાયુ, એ ત્રણનો મેળ (ઐક્ય) થવાથી આગગાડીઓ, ઇન્જીનો, સ્ટીમરો, રૂના સચા ( mills ) વગેરેનુ સુખ અને તે સાથે દ્રવ્યાદિનુ સુખ મળે છે. તેમ, સત્ય ધર્મમાં ઐકયત્વ થાય તો અતર બહિર સર્વ સુખનો સભવ છે.

દૃષ્ટાંત—એક નગ્રમાં ચાર મિત્ર હતા. બ્રાહ્મણ, ક્ષત્રી, વૈસ્ય, અને ૧ શૂદ્ર વર્ણનો હતા. ચારે એક બગીચામાં ફરવા આવ્યા છે. બધાએ કેટલાંક ફળો તોડીને ખાધા. એટલામાં બગીચાનો રક્ષક જમાદાર આવ્યો તેણે ચાર જણને ચોરી કરતા જોયા. પણ પોતે એકલો તેથી પકડવા શી રીતે, એ વિશે વિચાર કરી યુક્તિ વાપરી. બ્રા. ને

કહે કે, મહારાજ! તમે તો કથા વાંચો છો–ભૂદેવ છો, સુખેથી બીજાં ફળ ફુલ લઈ જાવ. ક્ષત્રીને કહે, તમે તો હમારા રક્ષક છો. વૈશને કહે તમે તો રૂપીઆ ધીરો છો અને ગરીબના કામ કરો છો–શેઠ લોક છો, સુખેથી બીજા ફળ લઈ ખાવ. પણ આ શૂદ્રે શા માટે ફળ ખાધાં એમ બોલી ઝટ તેને પકડી ઝાડ સાથે બાંધી માર્યો. પછી પાછો આવી બ્રા. અને ક્ષત્રીને તેવીજ મીઠી વાત કરી શેઠને કહે તમે રૂપીઆ લઇને માલ આપો છો–મફત આપતા નથી, શા માટે ફળ ખાધાં. એમ કહી પકડી માર મારી ઝાડ સાથે બાંધ્યો. પાછો આવી બ્રા. ને પગે લાગ્યો અને મીઠી વાણીથી રીઝવી ક્ષત્રીને કહે, તમે તો રક્ષક છો છતાં ભક્ષક કેમ થયા, માટે ચાલો, એમ કહી પકડી જઈ બાંધી ને માર્યો. પછી બ્રા. પાસે આવી કહે, મહારાજ! તમે કથા વાંચશો ત્યારે સત્કાર કરીશુ, હમણાં તમે ચોરી કેમ કરી. એમ સપડાવી તેને પણ બાંધ્યો. પછી પોલીસને લાવી ચારેને સોંપી દીધા.

તાત્પર્ય કે, ચારે જણે સ્વાર્થ નહિ બતાવ્યો હોતે અને એક સંપથી રહેતે, તો આવી પરાધિન સ્થિતિ સાથે બેઆબરૂ નહી થતે. પણ એક શૂદ્ર જાય છે તો આપણેશૂ–જવા દો. એવી સ્વાર્થ બુદ્ધિ કરી તે નહીં કરતા તેને જવા નહી દેતે અને (કીમત આપવા કહીને અથવા નમ્રતા વાપરીને અગર હિમત ભર્યો જવાબ આપીને ચારેની એકતા બતાવતે તો જમાદારથી કશુ થતે નહીં અને કઇ તકરાર થતે તો ન્યાય ખાતર ફળ ફુલની કીમત આપી છુટતે. પણ પોતાનામાંથી એકને જવા દીધો તો બીજો ગયો અને પછી ત્રીજો ચોથો ગયો અને દુખી થયા. એક બીજાના દુ:ખ દૂર કરવા ઉદ્યોગી રહેતે તો સુખી થતે. તેમ ધર્મ એક થશે, સંમત્તિ એક થશે, તો ભિન્ન ભિન્ન વેદ વિરૂદ્ધ મતોના ટુકડા કરી નંખાશે. મતવાળાના નહીં, પણ ભેદ બુદ્ધિના ટુકડા થઇ તે તે મત મતાંતર વાળા ભેદ વાદીઓ તો ભેદ બુદ્ધિ નષ્ટ થવાથી ઐક્યત્વમાં આવશે.

તાત્પર્ય કે, અભેદ ભાવમાં-સમાન બુદ્ધિ થવામાં-સર્વત્ર આત્મ ભાવનામાંજ ખરૂં સુખ રહેલું છે. સર્વ પ્રાણી માત્રમાં ભગવદ બુદ્ધિથી જોનાર પોતે પણ ભગવત્સ્વરૂપ બન્યો રહે છે તેથી તેને દુઃખી કરવાને જગતમાં કોઇ સમર્થ નથી.

**स्ववर्णाश्रम धर्मेण तपसा हरितोषणात् ॥**

મનુષ્ય માત્રનુ કર્તવ્ય એટલુંજ છે કે, પોત પોતાના વર્ણાશ્રમોચિત ધર્મ, કર્મ, માત, પિતા, પતિ, શિષ્ટ વૃદ્ધ ગુરૂ બ્રાહ્મણ દેવ વિદ્વાન સત વગેરે પૂજ્ય વર્ગની શ્રદ્ધા પ્રેમથી સેવા કરવા રૂપ ઉત્તમ તપ છે, તે કરવા સાથે પરમાત્મ ચિત્વન અહર્નિશ રાખી હરિમય બન્યા રહેવાથી પ્રભુ સતુષ્ટ થાય છે, એ રીતે ધર્મ, કર્મ, તપ, હરિની પ્રસન્નતાથી આ લોકમાં પ્રારબ્ધાનુસાર ભોગ ભોગવી અંતે પરમ સુખમય સ્થિતિ પામે છે. એ ત્રણ કર્તવ્ય મનુષ્યે પુરૂષાર્થ કરી સિદ્ધ કરવાની જરૂર છે. પ્રભુમાંજ ચિત્ત રાખી વર્ણાશ્રમાનુસાર વર્તનાર મુરૂધ્વજ રાજા જ્યારે અર્જુન સાથે યુદ્ધ કરતો હતો ત્યારે મુરૂધ્વજનાં બાણથી અર્જુનનો રથ ખૂબ દૂર ખસી જતો, પણ અર્જુનના બાણથી તેનો રથ જરા ડગતો નહી તેથી તેનુ કારણ ભગવાનને પુછતાં પ્રભુએ કહેલું કે, આ વખતે મારા ચરણમાં એના જેવી શ્રદ્ધા ભકિત છે તેવી બીજા કોઇની નથી તેથી તારો રથ પાછો હઠે છે. સાંજે યુદ્ધ બધ થયા પછી પરીક્ષા બતાવવા અર્જુનને વ્યાઘ્રરૂપે બનાવી પ્રભુ મુરૂધ્વજ પાસે આવ્યા, રાજાએ સત્કાર કરી ભોજન કરવા કહેતાં પ્રભુ કહે, પ્રથમ મારા શેર માટે ખાવાનું લાવ પછી મારી વાત. તે તારા પુત્ર તામ્રધ્વજનું માંસ જોઇએ. તમે સ્ત્રી પુરૂષ જાતે વેહેરીને તઇઆર કરી આપો. રાજાએ સ્ત્રીને પુછતાં બોલી કે, આપની ઇચ્છા તેજ મારી. પુત્રને

**ધર્મકર્મયુક્ત પ્રભુચિંતવન**

**મુરૂધ્વજની ભક્તિ**

પુછ્યું કે તારૂં માસ માગે છે. પુત્ર કહે, આપની સંમતિ તેજ મારી છે. પિતાજી ! છેવટે શરીર પડવાનું તો છેજ, તો પછી પરોપકારમા જાય એ તો મારૂ પરમ ભાગ્ય છે. બે જણા વેહેરે છે, ત્યાં પુત્રના ડાબા નેત્રમાથી અશ્રુ પડ્યુ તે જોઈ પ્રભુ કહે, બસ. રડે છે માટે હવે નહીં જોઇએ. પુત્ર તરત બોલ્યો કે, આપે મારાં જમણા અગનો અગીકાર કીધો તેથી ડાબુ અગ કહે છે કે મને શા માટે બાતલ કીધુ તેથી ડાબુ રડે છે. મને કાંઈ મરણનો ભય નથી. પછી માસ તઇઆર કરી રાજા લાવ્યો, ત્યારે ભગવાન કહે, તારા પુત્રને બોલાવ પછી ખાવા (શેરને) અપાય. રાજા કહે, તે પુત્ર હવે ક્યાંથી ? !!! પ્રભુ કહે, બોલાવનો ખરો. બોલાવતાંજ પુત્ર દોડી આવ્યો તે વખતે ત્યાં વાસ્ર પણ નથી અને માસ પણ નથી, અને શ્રી પ્રભુએ ચતુર્ભુજ દર્શન દીધાં. અર્જુનની ખાત્રી થઇ કે, હુ આ મહાભકત આગળ કાંઇ નથી, એવો ભકત પ્રભુ કૃપા બળથી ચાહે તે કરેજ. તાત્પર્ય કે એવા દાનદાતા ક્ષત્રી હાલ કયાં છે ?! પણ યથાશકિત ધર્મ, કર્મ, પરોપકાર પરાયણ રહે છે તેને પણ સમયાનુસાર ધન્યવાદ ઘટે છે, ખેતી, દાન, ગોરક્ષા, વ્યાપાર વેદાદિ વિદ્યાનું અધ્યયન, દેવપૂજા, વગેરે વૈશનાં ધર્મ, કર્મ છે. પ્રયાગમાં એક વૈશે સભા કરી હતી તે ઘણોજ વિદ્વાન હતો તેણે સભામાં પ્રશ્ન કીધો કે, કાર્યાધ્યાસમાં હેતુ શૂ ? જો માયાને તેમાં હેતુ કહેશો તો માયામાં શું હેતુ છે ? માયાને કલ્પિત કહો તો તેમાં શું હેતુ ? માયાની અધ્યસ્તતામા હેતુ નહી મળી શકે તો માયા સત્ થઈ પડશે તો દ્વૈત સિદ્ધ થયુ કહેવાશે, અને સિદ્ધાંતમાં દ્વૈતનો અત્યંતાભાવ છે. મતલબ કે, એવો વિદ્વાન વૈશ હાલના સૈકામાં પણ કોઇ એક જોવામાં આવેશે. તાત્પર્ય કે, બ્રાહ્મણ, ક્ષત્રી, વૈસ્ય શુદ્રાદિએ વેદ, સ્મૃતિ, ગીતા, વગેરેમાં કહ્યા પ્રમાણે સ્વવર્ણાશ્રમ ધર્મ, કર્મ, કરતા રહી હરિમય બન્યા રહેવું તેમાં કામ દોષથી જીતાઇ

જાઇ ભ્રષ્ટ ન થવાય તે માટે ખૂબ સાવધ રહેવાની જરૂર છે.

એક સન્યાસી કાશીમાં ૧૨ વર્ષ ભણીને દિગ્વીજય કરવા નીકળ્યો, તેણે એક શેહેરમાં મુકામ કીધો છે ત્યાં એક વેશ્યા દરશને આવી તેણે પુછ્યુ કે, તમે ભણ્યા છો ? સ્વામિ કહે, કોઇ શાસ્ત્ર બાકી નથી. વેશ્યા કહે, તમે, પાપનું બાપ શુ છે તે શિખ્યા છો? તે બોલ્યો ના. વેસ્યા કહે, ત્યારે બધુ ભણેલુ વ્યર્થ–રદ છે. ગભરાઇ જઇ પાછો કાશી ભણવા જવા તઇયાર થયો. વેશ્યા કહે, મારા હાથનુ સ્વાદિષ્ટ ભોજન જમીને જજો. સ્વામિએ કઇ તે કબુલ કીધુ નહીં, કેમકે તે મુસલમાની હતી. ત્યારે વેશ્યાએ કહ્યુ કે, રામચન્દ્રે સબરીના એઠાં બોર ખાધાં હતાં તેમ હુ પણ શ્રદ્ધાથી રસોઇ કરૂં છું. બહુ

**પાપનો બાપ કોણ.**

ના કહી ત્યારે રૂ. ૫૦૦) દક્ષણા આપવા કહ્યું, ત્યારે તો સન્યાસીજી લલચાયા. લોભથી–કામનાથી "હા" કહી જમવા ગયા. વેશ્યાએ નોકરને સકેત કરી રાખેલો તે મુજબ ખાસડુ લઇ પાછળ આવી ઉભો છે, અને એક ખાસડુ લઇ વેશ્યા ઉભી છે. જેવો પેલો ગ્રાસ લઈ મુખમાં મુકવા જાય છે કે, બેહુ જણે જુતીનો માર મારવા રૂપ દક્ષણા આપવી શરૂ કરી. વેશ્યા બોલી કે, રે મૂર્ખ ! એજ પાપનો બાપ–એજ પાપનું પાપ. મે તને પ્રાર્થના કરી ત્યારે ના કહી, અને રૂ. ૫૦૦)ની લાલચે તુ તારો હિદુ ધર્મ–ઉત્તમ ધર્મ બગાડવા તૈઆર થયો, કે જે ઉત્તમ હિંદુ ધર્મ ક્રોડ અબ્જ રૂપીઆથી પણ મળી શકે એમ નથી. એ કાચને સાટે અમુલ્ય હીરો રત્ન ખોઇ બેસવા તું કામના કરતો હવો–એ કામ અથવા લોભ લાલચરૂપ–કામનારૂપ દોષ છે તેજ પાપનો બાપ છે. એ લોભ–કામથીજ આ પાપ થવા સંભવ હતો અને એવાં કામથીજ અનેક પાપ થાય છે–જન્મે છે તેથી એવો કામ ત્યાજ્ય છે. જેનામાં કામ દોષ છે તેને શિકાર કરવાની ઇચ્છા થાય છે, તેથી નિરપરાધી જાનવર માર્યા જાય છે. દશરથ રા-

જાએ શિકાર કરતાં શ્રવણ બ્રાહ્મણને હણેલો તેથી તેની કેવી દશા થયલી તે રામાયણમાં પ્રસિદ્ધ છે. પરીક્ષિતે કામ દોષને લીધેજ શિકાર કરવામાં ઋષિના કંઠમા મૃતક સર્પ નાખવાથી મૃત્યુ વશ થવું પડેલું. બીજો દોષ (કામ દોષને લીધે) જુવા ખેલવાની ઇચ્છા થાય છે. કૌરવ પાંડવાદિની દુર્દશા થયલી જુવો. જ્યાં જુવો (દ્યુત) ત્યાં લક્ષ્મી નહીં રહે. અગ્નિ હોય ત્યાં કમળ નહીં રહે. જુવાખોર ૯–૧૦ વાગે ઉઠે. (૩) પોતાને મુખે પોતાના વખાણ (જુવાખોર) કરે છે. (૪) બીજાની નિંદા કરે છે. (૫) પરસ્ત્રી ગમનની ઇચ્છા કરે છે. રાવણાદિની કેવી દુર્દશા એથી થયલી તે પ્રસિદ્ધ છે. (૬) તે કામીને નિશા પીવાનુ મન થાય છે. (૭) વેશ્યાના ગાયન વાદ્યત્ર સાંભળવાનું મન થાય છે. (૮) વેશ્યાને તન મન ધન આપી દેવાનું મન થાય છે. અભક્ષ્ય ભક્ષણ કરવા વિગેરેનુ સુઝે છે, અને (૧૦) વ્યર્થ ધુમતો રખડતો ફરે છે. દશ ગૌણ દોષો કામીને વિશે કામ દોષથી બીજા થાય છે, માટે કામને છોડવો. ક્રોધથી લક્ષ્મી ઘટે, તપ ઘટે, જપ પુણ્ય હાનિ થાય. લોભ, મોહ મદથી પણ ભારે ખરાબી થાય છે. તે દરેકના ગૌણ દોષો મનુ ભગવાને કહ્યા છે. માટે તે બધામાં મુખ્ય નાયક જે કામ છે તે જો ત્યજાય તો તેની પાછળ બધા તણાઇ જાય. માટે તે ત્યજવા એ પણ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે તે છોડી દઈ, સત્સગ સેવી, સ્વરૂપ જ્ઞાન મેળવી, કૃતકૃત્ય થઈ, નિર્ભયપણે સ્થિતપ્રજ્ઞ બની રહી શાન્તિમાં નિમગ્ન રહેનાર દેહાતે વિદેહ કૈવલ્ય પામે છે. ૐ **तत्सत्**.*

(શોલાપુરમા સિદ્ધેશ્વરમાં પાંચ પરમહંસ મહાત્મા આવેલા તેમાંના મુખ્ય એક સતથી પ્રાપ્ત વચનામૃત પ્રસાદ. તા. ૨૧ મે સને ૧૯૦૬ જેષ્ટ શુકલ બીજ શુક્રે શ્રવણ કરેલાંનું ચિત્ર.)

---

* મહાત્મા–પડિતજી સ્વામી શ્રી આત્મારામ સાગર મહારાજે પોતાના સાકાર નિરાકાર વિષેના (સવત ૧૯૬૪ શ્રાવણ કૃષ્ણ ૧૨ ના) વ્યાખ્યાનમાં કહ્યું હતું તે અત્રે સમાપ્ત થાય છે.

બાળક રમતું રમતું ચુલા—અગ્નિ તરફ જાય છે, તે વખતે તેની હિત ઇચ્છનાર માતા તેને શિખામણ આપે છે કે, ભાઇ! દઝાય તો બહુ વેદના થાય, માટે ત્યાં નહિ જઇએ. તે છતા બાળ હઠરૂપ સ્વભાવને લીધે માતાનુ નહીં માનીને ત્યાં જવા માડે છે, ત્યારે માતા લાલચ આપે છે. અર્થાત્ અમુક રમકડાં અથવા ખાવાના પદાર્થો આપી લલચાવીને ત્યાં જતા અટકાવવા પ્રયત્ન કરે છે. તે છતાં પણ હઠ કરીને ન માને તો કહે છે કે, ત્યાં જશે તો બાહુ છે તે કરડશે, અથવા માર ખાશે, અગર મહેતાજીને કે પિતાશ્રીને કહી દેવાનો ભય બતાવે છે. તેને પણ જ્યારે નહીજ ગણુકારીને જાય છે તો ટીકાપાટુથી તાડનશિક્ષા કરીને દૂર કાઢે છે. શા માટે ? બાળક દાઝી બળીને ભયંકર આપત્તિમાં આવી નહી પડે અને સુખી રહે તે માટે. એ રીતે દયાળુ માતા સામ, દાન, ભેદ, અને દ ડ રૂપ ઉપાય કરી બચાવે છે, એટલે સમજુતીથી રોચક, ભયાનક વગેરે વચનોથી તેના કલ્યાણ માટે પ્રયત્ન કરે છે. તેમ, શ્રુતિ ભગવતિ માતા પણ અજ્ઞાનાંધકારમાં રહેલા જીવોરૂપ બાળકોને હરેક યુક્તિથી રોચક ભયાનક વગેરે વાકયોથી સમજાવી ભવાટવિજન્ય ત્રણ તાપથી બળતા અટકાવી સ્વ સ્વરૂપે સ્થિતી કરાવવા પ્રયત્ન કરે છે.

**માતાની આજ્ઞામાં હેતુ.**

ધીરજ રાખી સત્યને દ્રઢ વળગી રહેનાર, ભગવત્પ્રસાદથી, અને સર્વ દુ:ખથી મુક્ત થઇ પ્રાપ્તવ્ય પરમ સુખને પામે છે, તે વિશે દ્દષ્ટાંત.

શ્રીનગરના ધનપાળ શેઠે પોતાના ચાર પુત્રોને પોતાનું દ્રવ્ય વેહેચી આપ્યુ. તેમાં નાના પુત્રને ભાગે જે ત્રણ હજાર રૂા.

આવ્યા તે લઇ તે બીજે ગામ વ્યાપાર કરવા ગયો. રસ્તે એક સંત મળ્યા. તેની સાથે વાત કરતાં બોલ્યો કે, મહારાજ! કંઇ વાત કહો. સંત કહે, હજાર રૂ. બેસે. તે કહે, ઠીક. સંત કહે, "ધીરજ છોડવી નહિ." લાવ હજાર રૂ.

**ધનપાળ શેઠ.**
**ધીરજનું ફળ.**

તરત હજાર આપ્યા. વળી બીજી વાત કહેવાડી, ત્યાં કહ્યું કે, "થવાનુ હોય તેમજ થાય. નહિ તલભાર વધે કે રાઇભાર ઘટે." બીજા હજાર આપ્યા. ત્રીજી વાત પુછતાં બોલ્યા કે, "સત્યને પકડી રાખ્યુ હોય તો બધુ તેની પાછળ ચાલ્યુજ આવે છે." ત્રણે હજાર ગયા. સંતે સદાવ્રત, અનાથાશ્રમમાં ત્રણે હજાર આપી દીધા. શેઠપુત્ર પાછો ઘેર આવ્યો. બાપે પુછ્યું, શું વેપાર કીધો? તે પુત્રે ત્રણ વાતની ચીઠી બતાવી ભાઇઓએ તેને મૂરખ ઠરાવી કાઢી મુકયો. સ્ત્રીની સાથે ચાલ્યો. પાસે કાંઇ નથી. ધર્મશાળામાં મુકામ કીધો. તે શેહેરના એક શાહુકારની પુત્રીએ પણ (પ્રતિજ્ઞા) લીધેલી હતી કે મારા પ્રશ્નનો ઉત્તર આપે તેની સાથે લગ્ન કરવું. તે સાંભળી પોતાની સ્ત્રીને ત્યાં બેસાડી શેઠ પાસે ગયો. શેઠે તેની વાત સાંભળી પુત્રી સાથે વાત કરવા પરવાનગી આપી. ત્યાં ગયો. તે છોકરીએ પુછેલા પ્રશ્નના જવાબમાં એજ વાત કહી, કે "ધીરજ છોડવી નહીં, જે થવાનુ તેજ થશે, સત્યમાં બધુંજ રહેલું છે." પુત્રી ખુશી થઇ. પિતાને કહ્યું, કે લગ્ન કરો. બાપે પરણાવી વસ્ત્રાલંકાર સાથે વિદાય કરી. તે લઇને ચાલ્યો. ધર્મશાળામાં બેસાડેલી સ્ત્રીને લઈ બેઉ સાથે આગળ ચાલ્યો. રસ્તે એક સમુદ્ર જેવી નદીને પાર જવાનું આવ્યું. ત્યાં નાવમાં બેઠાં. ખલાસીની દાનત બગડી, તેથી પ્રપંચથી બોલ્યો, કે શેઠ! સમુદ્રમાં મણીની પંક્તિ દેખાય છે. તે જુવો. તે જોવા લાગ્યો ત્યાં ધક્કો મારી નાંખી દીધો. પાર ઉતરીને તે સ્ત્રીઓને કહે ઘેર ચાલો. સ્ત્રીઓ હઠથી સાથે કેથે ન જતાં ત્યાંજ બેઠી. પેલો ધણે છેટે કીનારે

નીકળ્યો; ત્યાંથી ચાલીને જતાં એક છોકરી રમોઇ કરતી હતી, તે પેલા સ્વરૂપવાનને જોઇ ખુશ થઇ હસી ને રડી પડી. કારણ પુછતાં બોલી કે, આપનુ સ્વરૂપ જોઇ હસી, પણ મારો બાપ દૈત્ય આવે છે. તે તરત જોતાંજ મારી નાખશે તેથી રડી. શેઠપુત્ર કહે, ગમે તેમ બચાવ. ત્યારે તેને માખી બનાવી રાખ્યો. દૈત્ય આવ્યો, તેની પાસે નહીં મારવા વિષેની તથા લગન કરવાની કબુલાત લઇને પ્રકટ કીધો. તેની સાથે પરણી બેઉ સાથે ચાલ્યાં. પેલો શહેરમાં ગયો. અને પેલી બે કીનારા પર બેઠેલી છે, તેને આ ત્રીજી મળી. ત્રણે બેઠી છે. પણ કોઇ સાથે બોલતીજ નથી, રાજાને સમાચાર પહોંચ્યાથી જાતે આવ્યો, પણ બોલતી નથી. શેઠ શાક લેવા ગયો, ત્યા પેલા ખલાસીએ દીઠો, તેથી ગભરાયો કે જાહેર કરશે, તેથી તેણે રાજાને જાહેર કીધુ, કે એ મોટો ચોર છે. તેથી રાજાએ ભોયરામા કેદમાં નાખ્યો. ત્યાં રોટલા આપવા આવનારને શેઠપુત્રે કહ્યું. કે રાજાજી કોઇ ત્રણ બાઇઓને લાવ્યા છે. તે બોલતી નથી, તેથી તેને બોલાવે તેને રાજા પોતાની પુત્રી પરણાવવ નુ કહે છે, તો જઇને કહે કે, ભોંયરામાં નાંખ્યો છે, તે બોલાવવાનું કહે છે. તરત વરદી આપી તેવો તેને બોલાવ્યો. પેલી ત્રણની સામુ બેઠો. અને મૂળથી વાત કહેવા માંડી, કે એક શેઠનો છોકરો ત્રણ હજાર આપી ત્રણ વાત લાવ્યો. ઘરમાંથી કાઢી મુક્યો. ફલાણે ગામ મુકામ કીધો એટલે ઝટ પ્રથમની બોલી, કે તેને તમે દીઠા છે? પેલો કહે, રાજાજી! જુવો, એક બોલી. પછી કહે છે, કે ત્યાં શેઠની પુત્રીના પ્રશ્નનો ઉત્તર આપી તેને પરણ્યો, અને બેહુ સ્ત્રી સાથે નાવમાં બેસી જતા ખલાસીએ દરીઆમાં નાંખ્યો તરત બીજી બોલી, કે તેને તમે દીઠા છે? તરત બોલ્યો. કે રાજન્! આ બીજી બોલી. પછી આગળ બોલ્યો, કે કીનારે નીકળી દૈત્યપુત્રી પાસે ગયો. તેણે માખી બનાવી રાખ્યો, દૈત્યનુ વચન લઇ, તેને પ્રકટ કરી તેને પરણી. અને ત્રણે સાથે આ નગરમાં આવ્યા, ત્યા શાક લેવા ગયો ત્યાં તે દુષ્ટ

ખલાસીએ જોવાથી ભયને લીધે રાજાને ખોટું સમજાવી ભોંયરામાં નંખાવ્યો. ત્રીજી બોલી, તેને તમે દીઠા છે? બોલ્યો, કે રાજાજી! જુવો, ત્રીજી બોલી. પછી રાજાએ પોતાની પુત્રી પરણાવી. ખલાસીને પકડી મગાવી સજા કરી. એકજ પુત્રી હોવાથી રાજાએ પુત્રવત ગણી રાજગાદી આપી. અને ચારે સ્ત્રી સાથે સુખપૂર્વક રહ્યો.

તાત્પર્ય કે, ધીરજ રાખી ગભરાયો નહીં, તેમજ સ્ત્રીઓએ પણ ધીરજ રાખી શીળ સાચવી રાખ્યુ, અને સત્ય સાચવી રાખ્યું તો (છોડ્યું નહીં, તો) થવાનુ હતુ તેજ થયુ, અને બધું સુખ પૂર્ણપણે આવી મળ્યું.

વિશ્વપાલક પરમાત્મા શ્રી લક્ષ્મીપતિ નારાયણ આદ્ય પુરૂષ સર્વેશ્વરે, બ્રાહ્મણ, ક્ષત્રીય વૈસ્ય અને શુદ્ર સજ્ઞક ચાર વર્ણની પોતાની પ્રજારૂપ સતાનોને, વેદરૂપ ધન, વહેચી આપ્યુ; અર્થાત્ અધિકારાનુસાર ધર્મ, કર્મ, કરવાની આજ્ઞા તેમાં ફરમાવી તે પ્રમાણે વર્તવારૂપ પુરૂષાર્થ કરી દૈવી સપતિ પુષ્કળ મેળવી શ્રીમાન થવાને સાધન આપ્યું. ઉત્તમ સસ્કાર વશાત્ એક પુત્ર (કોઇ દૈવી સસ્કારી મનુષ્ય) પરમાર્થ માર્ગે દ્રવ્ય, શક્તિ, ભાવના બળ, વિચાર વગેરે સપત્તિનો ખર્ચ કરવા ઉદાર નિવડે છે. **मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये** તે રીતે આ વ્યકિત સત્સગ પરાયણ બની મેળવેલુ દ્રવ્ય ખરચવા ઉદ્યુક્ત થયો. પણ જગતમાં એવા ભક્તને તો લોક ગાંડોજ કહે છે, તે પ્રમાણે એ પણ હાંકી કઢાયો. છાયાં શાંતિરૂપ સ્ત્રી તો સાથેજ હોય છે. સંત મહાત્મા—ગુરૂની કૃપાથી ધીરજ પત્નિ સાથે લગ્ન થયું. સસાર સાગરમાં પ્રપંચી ઠગ કામ ક્રોધાદિ ખલાસીઓ પણ હોય છે તેની સંગતી થવાથી અનેક દુઃખ સહન કરવાં પડે છે. તે રીતે આ ભક્ત બાળકને પણ સમુદ્રમાં નાખી દઇ સ્ત્રીઓને લઇ જવા બુદ્ધિ કરી; પરતુ ધીરજ અને શાંતિ કઈ દુષ્ટોને હાથ જતાંજ નથી. ગુરૂદષ્ટિની કૃપા પ્રતાપે તે ભક્ત તો તરી કીનારે આવી માર્ગ કાપતો ચાલ્યો. રસ્તે અહંકાર રાક્ષસથી બચવા સૂક્ષ્મ રૂપે (નમ્ર ભાવે) બની

રહી ક્ષમારૂપ ત્રીજી પત્નિને પરણ્યો. તે ભક્ત પ્રવૃત્તિરૂપ નગરમાં ગયો, અને પેલી બે સાથે આ ત્રીજી પણ કીનારે બેઠા છે. દગાખોર કામ જ્યારે ફાવે ત્યારે પોતાની પ્રપચ જાળ પાથરવા ચૂકતો નથી. તે પ્રમાણે બજારમાં પેલો કામરૂપ દુષ્ટ ખલાસી ગળ્યો, તેણે રાજાને ઉલટુ જાહેર કીધુ અને કેદમાં નખાવ્યો. પણ તે તો શાતિ, ધીરજ અને ક્ષમાનો પતિ છે, તે કાઇ સ્ત્રીઓને ભુલતો નથી. (ધીરજ, શાંતિ, ક્ષમાને હ્રદયમા રાખી રહ્યો છે.) ઇશ્વરાભિમુખ થનારને કામ ક્રોધાદિ ગમે તેટલા દુઃખી કરવા મથે છે, પરંતુ ગુરૂકૃપાબળથી બધુ દુ.ખ મટી જઇ સુખીજ થાય છે. પ્રારબ્ધકર્મથી ભલે ગમે તેવાં સકટ, ચિતા, ભય, પ્રતીત થાય છતાં તે ધીરજ ક્ષમા શાતિ છોડતો નથી. કીનારેથી રાજા પેલી ત્રણ સ્ત્રીને લાવ્યો. પણ તે પોતાના પતિ શિવાય અન્ય સાથે ભાષણ નહિ કરનારી સુશિલા સ્ત્રીઓ કાંઇજ બોલતી નથી. તેને બોલાવે એવો જગતમાં હોય તો તે તેનો પતિજ હોય. તેથી ઠરાવ કીધો, કે એ ત્રણેને બોલાવે તેને રાજા પોતાની પુત્રી પરણાવે. કોઇ નહી મળ્યુ, પેલા કેદમા રહેલા એકે કેદમાંથી કહેવાડયું કે, હુ બોલાવુ છુ, તરત તેને રૂબરૂ બોલાવી મગાવ્યો. તેણે પ્રથમથી મૂળ વૃતાત શરૂ કરતા એક બોલી કે, "તેને તમે દીઠા છે ?" એજ રીતે બીજી અને ત્રીજી બોલી તે રાજા વિવેકસિહે પોતાની પુત્રી સદ્દિધાને તે મહાશય સાથે પરણાવી, અને કામરૂપ ખલાસીને બાધી કેદમા નાખ્યો, અને બ્રહ્માત્મૈકય સુખ સામ્રાજ્ય પામી ચારે સ્ત્રી સાથે સુખમાં રહ્યા. ઉક્ત તાત્પર્ય સિદ્ધાંતનું રહસ્ય–સમાસ એમ છે કે,–મુખ્ય પ્રથમ સદ્દગુરૂ શર્ણ થવાય અને તે શ્રી હરિ ગુરૂસત અને સચ્છાસ્ત્રના વચનમા દ્રઢ શ્રદ્ધા પ્રેમ રખાય, તો ભવસાગર તરી જઇ, પરમાનદ સુખ સિધુમાં શાંતિ નિમગ્ન બન્યા રહી મોજ લેવા ભાગ્યશાળી થવાય છે.

જે કામરૂપ શત્રુ પ્રથમ ફસાવીને ભવસાગરમા નાખનાર હતો

તેજ હવે નિત્ય તૃમ આપ્ત કામ થનાર મહાત્માને ફસાવી શકતો નથી પણ તે કામરૂપ શત્રુ પોતેજ કેદમાં પડ્યો છે, અર્થાત્ તે મહાત્માને કોઇ કામના-ઇચ્છા રહેતી—નથી, કામ તેનો ગુલામ બની રહે છે. માટે ભગવદ્ભક્તિ નિષ્ટાપૂર્વક સદ્ગુરૂ સંતોની સેવાપરાયણ રહી, તેમના વેદવાણીરૂપ વચનોમા સપ્રેમ શુદ્ધ શ્રદ્ધા રાખનાર અને પુનરાવૃત્તિ રહિત મોક્ષ પામેજ છે. અસ્તુ. ૐ.

એક વાણીઓ બહુ નિર્મળ ભક્ત હતો. તેથી તેને માટેજ પ્રભુ શ્રી કૃષ્ણ તથા અરજ્જુન તેના ગામે આવી બહાર બગીચામાં ઉતરી કહેવાડયું કે, ભગવાન અને અરજ્જુન આવ્યા છે, તે સાંભળતાજ અત્યંત હર્ષથી પ્રેમે છલકાતો દોડી ગયો. પગે પડી હર્ષાશ્રુથી ગદ્ગદિત થઇ જઇ સ્તુતિ કરી કહ્યું કે, પ્રભો ! બહુજ કૃપા કરી, ચાલો. શ્રી હરિ કહે, હાં, ત્હારે માટેજ આવ્યા છીએ. તરતજ પોતાની બે ખાંધ ઉપર એક એકને બેસાડી ઘેર લાવ્યો. ચરણ ધોઇ તીર્થ લીધુ તે પીધુ. પૂજા કરી, અને બે દીવસનો ટાઢો જવનો રોટલો હતો તે ધરી દીધો. બેહુએ અતિ પ્રેમથી ખાધો. પ્રભુ અરજ્જુનને કહે છે કે, જોઇ લે—કેવો પ્રેમ છે. રોટલાની મીઠાસ અદ્ભૂત છે. અરજ્જુને કહ્યું કે. મહારાજ ! એને લક્ષ્મી આપો. પ્રભુ કહે, ના. એ મારો ભક્ત છે, મે અનુગ્રહ કીધો છે, તેથી મારો ભક્ત કદી નીચે ગબડી પડે તેવું હુ કરતો નથી. ભાઇ દ્રવ્યથી તો એ મને ભુલશે, અને અંધ બની જશે, અને ધનની વાસનામાં ગુંચવાઇ જઇને નીચો ગબડી પડશે. મારો એ ભક્ત છ તેથી ગરીબ રાખી, અભિમાન રહિત કરી તારવો છે, એને પડવા નથી દેવો. હું મારા ભકતને એમજ કરૂં છું તેથી તે ઘણું કરીને ગરીબ હોય છે. અરજ્જુને બહુ કહેવાથી પ્રભુએ તેને ઐશ્વર્ય આપ્યું. (હરકોઇ વ્યાપાર, લોટરી, અકસ્માત

**ભક્તને પ્રભુ ગરીબ શા માટે રાખે છે.**

જમીનમાંથી કે ગમે તે પ્રકારે લક્ષ્મી આપી.) તેથી કરોડોનો વેપાર કરી રહ્યો છે, તેના મુકરદમા ચલાવી રહ્યો છે, બીજીવાર પાછા પ્રભુ પાર્થ સાથે આવી પાછા તેજ બગીચામાં ઉતરી કહેવાડયુ કે, પ્રભુ પધાર્યા છે, શેઠે કહેવાડયુ કે, જરા કલાકેક સબુર કરો, આવુ છું. બીજીવાર કહાવ્યુ કે, બહુ તરસ લાગી છે, ત્યારે માણસને હુકમ કીધો કે, પાણી લઇ જા. તે પાણી લાવ્યો, તેને કહ્યુ કે, ભાઇ, તે ભક્ત પોતાને હાથે આવીને પાણી પાસે તોજ પીશુ. વળી કહે છે કે, બહુ ભુખ લાગી છે. જઇને શેઠને કહેવાથી ભટને હુકમ આપ્યો કે પુરી વગેરે બનાવીને લઇ જાવ. ભટ બધું મેવા મીઠાઇ, પકવાન્ન લઇ આવ્યો તેને પ્રભુ કહે, ભાઈ! એમ નહી ખવાય. તે જાતે આવી ખવાડશે તોજ ખાઇશુ. સાંજ પડી ગઇ. મુકરદમો પતાવી બગીચામા ગયા, પગે લાગ્યો, પ્રભુએ પુછ્યુ ત્યારે કહે કે, શુ કરૂ મહારાજ ! પચાસ હજારનો કેસ હતો, મૂકીને આવું તો ઉડી જાય, કાઢી નાખે. પછી પ્રભુ કહે, પાણી તો તેવારની માફક તું જાતે કાઢી લાવીને પા. શેઠ (ભક્ત) કહે, પ્રભો ! હાથ સુકોમળ બની ગયા છે તે શી રીતે કઢાય. બગીમાં બેસી ઘેર લઈ જવા પ્રાર્થના કરી, ત્યારે પ્રભુ કહે, તે વખતે લઇ ગયલો તે રીતે ખાંધ પર હમને લઇ જા. શેઠ કહે, હવે બને તેવુ નથી, શરીર સુકોમળ બની ગયુ છે. પગે ચાલતાં કાંટા કાકરા વાગે તેથી બગીચામા બિરાજો. ભગવાને અરજુન સામુ જોઈ કહ્યુ, કે લે, જોઇ લે, અધ બની ગયો છે, કે નહીં ? ! એને એ જંજાળની ઉપાધિએ કેવી ગુચમરેલી આટીમા ઘેરી લીધો છે. એ દ્રવ્યની વાસનાના બળથી ગબડતો જઇ કેટલી અધોગતિએ જાય ! ! માટેજ મારા ભક્તને હુ ગરીબ રાખુ છુ. જોઇ લે. તેજ એ ભક્ત છે. તે વખતના ભક્તિપ્રેમ ક્યાં ગયા ? ! બોલ-હવે એ શી રીતે મ્હને પામે ? ! તેથીજ ગરીબ રાખીને મ્હારાને હુ તારૂં છુ—મ્હારા સ્વરૂપમાંજ તાણી લઇ અભેદભાવ પમાડું છુ- હુ સ્વરૂપે કરૂં છું.

મહાત્માનાં હૃદય કેવાં હોય છે, તે જુવો. માખણ જેવાં કોમળ હૃદય તેમનાં છે, તેથી પરદુઃખે દુ ખી થનારાં હોય છે. તેમ વળી કઠોર પણ એવાં હોય છે, કે જગતના વાગ્બાણ પ્રહાર ગમે તેટલા તેમના પર પડયા કરે, તો પણ જરા ભેદાતાં–ખિન્ન થતા નથી. રાત્રે રોન ફરનારા પોલીસ અમલદાર સિપાઈ હમેશાં રાત્રે પોકારતાજ રહે છે, અને તે એકનો એકજ પોકાર કરે છે કે, "જાગતા રહેજો–સાવધ રહેજો ઘરવાલે! હુશીઆર રહેજો." તેમ, અજ્ઞાન મધ્યરાત્રીમાં મહાત્મા રોન ફરનારા છે, તેઓ જગતની નોકરી બજાવે છે, અને પોકાર કરી અજ્ઞાન નિશામા ગાઢ નિદ્રાગ્રસ્ત વિષયાસક્ત લોકોને જગાડનારા છે. (પરમાત્મા તરફ લક્ષ વળાવનારા છે.) તેમનો પોકાર સાંભળ્યા છતાં નિશાગ્રસ્ત (નિદ્રાવશ) હુવા પડયા રહે છે, ત્યાં તેઓ શુ કરે? ! તે લોકોની મરજી, પછી વિષયો અને કામ ક્રોધાદિ ચોરોથી લુટાઇ જાય છે. અને દુઃખી થાય છે. સંતો પોકારે છે, કે **श्रोता श्रृणोतु वा मा वा.** શ્રોતાઓ ભલે સાંભળો અગર ન સાભળો, પણ હમારો તો ધર્મજ છે, તેથી પોકારી ચેતાવીએ છીએ. **दुर्लभं त्रयमेवैतत् देवानुग्रह हेतुकम् ।। मनुष्यत्वं मुमुक्षुत्वं महापुरुष संश्रयः ॥** મનુષ્યત્વ, મુમુક્ષત્વ, અને સાધુ મહાપુરુષનો સંગ, એ ત્રણ ભેગા થાય, તો ઇશ્વરની કૃપા થયા વગર રહેતીજ નથી. ધનુષ્યના બે છેડાને કોટિ કહે છે. તે બે કોટિ વચ્ચે ગુણ (દોરી) હોય છે. એવું ત્ર્યંબક ધનુષ્ય કેવું હતું, કે તે બ્રહ્મદેવનું પાચમું મસ્તક છેદવામાં શકરને સહાય થયલું. પરશુરામે ૨૧ વાર નક્ષત્રી પૃથ્વી કરી, તેમાં તેને સહાય થયલું, એવુ એ પાપી ઉગ્ર કર્મમાં સહાય થતુ, તેથી શ્રી રામે તેનો ભંગ કીધો. શ્રી રામનું એ કૃત્ય એવો ઉપદેશ કરે છે, કે કોટિ ગુણ હોય, પણ ઉગ્ર કર્મમાં શાસ્ત્ર વિરૂદ્ધ સહાય થશો, તો તેનો નાશ થશે.

**સંતોની ફરજ.**

તે સ્વયવરમાં સીતા તે ત્ર્યમ્બક તોડનાર શ્રીરામને વરી, એટ-લુંજ નહિ, પણ બીજી કન્યાઓ પણ તે સીતાની પાછળ આવીને પોતાને પ્રસન્ન પડતા વરને વરી હતી. પ્રીતિ હતી તે વિશ્વામિત્રને વરી, કીર્તિ હતી તે સૂર્યવંશને જઇ વરી, અને ચિંતા કે જે જનકને વરવાને ઉભેલી હતી, તેને થાપટ મારી ખસેડી નાખી શાંતિએ આવી જનકને વરમાળ પહેરાવી.

લોકોમાં ઘણા ઉદાર છે ખરા, પણ બધાએ પોતાનુ રાખીને બીજાને આપનારા છે. પણ પ્રભુ તો પોતાની આત્મતાજ આપનારા છે. ખરા પ્રેમી અનન્ય ભક્તને પ્રભુ પોતાપણુજ-પ્રભુત્વજ આપે છે. રાજસેવા તો માણસને ખડગધારા જેવી છે. **राजसेवा मनुष्याणां असिधारावलेहन ॥** પણ પ્રભુ તો પ્રેમથી બધાઇ રહે છે. એક ભક્ત સાવકો માળી હતો તે ખેતર અને વાડીમાં જ્યા કામ કરતો ત્યારે પ્રભુમા તલ્લીન થઇ જતો. તે વખતે પ્રભુ પોતે પધારી ખેતર વાડીમાં કામ કરતા હતા. ભજનમાં એકતાનતાનો એવો પ્રભાવ છે. અતરના સાચા પ્રેમ વગર માત્ર બાહ્ય આડબ-રથી પ્રભુ પ્રસન્ન નથી થતા. **परान्नेन मुखं दग्धं हस्तं दग्धं परिग्रहात्" परस्त्रिभिर्मनो दग्धं कुतः शाप कलीयुगे ॥**

સુદરીના બાલને ઉત્તમ મોતી પ્રોઇને અલકૃત કીધા હોય છતાં વાનર તો તે બધાંની ઉપેક્ષા કરી માથામાથી ફક્ત જુ શોધી લે છે, તેમ સામા મનુષ્યમા કરોડો સારા ગુણ હોય તેને છોડી દઈ, દુર્જન છે તે તો, નજીવો અલ્પ દોષ જોઇ કાઢી તેને આગળ લાવે છે. વસ્ત્ર બીજાના ગુહ્યને ઢાકનારૂ છે, પણ દરિદ્રિની સગત થાય, તો તે વસ્ત્રને ઠીગડા પર ઠીગડાં ખમવાં પડે છે. તાત્પર્ય કે, દુર્જ-નનો સંગ સર્વથા ત્યાજ્ય છે. એક વખતે નારદ વઇકુઠમા ગયા, ત્યારે પ્રભુ સ્નાન કરી દેવસેવામા બેઠા છે. એવુ સાંભળી વિચારમાં પડ્યા, કે ત્રણે લોક એમની પૂજા કરે છે, તે પ્રભુ વળી કોની

પૂજન કરે છે ? એના દેવ કોણ હશે ? અંદર આવવા આજ્ઞા મળતાં જઈ જુવે છે, તો શ્રીહરી પોતે ભસ્મ રૂદ્રાક્ષમાળા ધારણ કરી દેવો ઉપર અભિષેક કરી રહ્યા છે, અને પાસે ગુરૂ બેસી પુરુષ સૂક્ત બોલે છે. વાકા વળી નારદ જુવે છે. પ્રભુ કહે શુ જુવો છો ? નારદ કહે, મહારાજ ! તમે વળી કોની પૂજા કરો છો, તે જોઉં છું. જુવે છે, તો દેવમંડળીમાં પ્રલ્હાદ, નારદ, (જોઇ તરત બોલ્યા, કે મહારાજ ! આ તો હૂ.) પરાશર, પુંડરીક, વ્યાસ, વશિષ્ઠ, અબરીષ, શુકદેવ. સૌનક, ભીષ્મ, રૂકમાંગદ, અર્જુન, વિભીષણ, બલિ વગેરે. ભગવાન બોલ્યા, કે મારા ભક્તો મને દેવ માની પૂજે છે, તો હું તે ભક્તોનો ભક્ત છું, તેથી તેઓને દેવ માની પૂજું છું. તાત્પર્ય, કે એવા સાચા ભક્ત પ્રભુના થઇ રહેવાય, અથવા પ્રભુનાજ બની રહેવાય, તો પ્રભુ આપણા થઇજ રહે છે. પ્રભુ જગતના હિત માટે અવતાર લે છે, તેવા અમુક ભક્તો પણ આજ્ઞાથી અવતાર લે છે. એવા ભક્તો અયોનિસંભવ આવે છે. શુકદેવજી હતા, તે કલિમાં કુબીરજી થયા હતા, તેણે રામનામમા એકતાન થઇ ભજન કરીને પોતાનો સ્વઅનુભવ પ્રગટ કરી અનેકને તાર્યા છે. એજ રીતે ભગવાન વિષ્ણુ પોતે જ્ઞાનેશ્વર રૂપે, નિવૃત્તિનાથ અને સોપાન, તે રૂદ્ર અને બ્રહ્મા રૂપે થયાનુ કહેવાય છે.

**ભક્તોના પણ અયોનિસંભવ —અવતાર.**

**पिबंति नद्यः स्वयमेव नांबः** નદીઓ કંઈ પોતાનુ મિષ્ટ સુંદર જળ છે, તે પોતે પીતી નથી, વૃક્ષો પોતાના મધુર ફળ પોતે ખાતા નથી, પણ બીજાને પરોપકાર માટેજ છે. તે ક્યાં સુધી, કે વૃક્ષને મારે છે, કાપે છે, કાદવ કચરો તેમાં નાંખે છે, છતાં તે તો ફળ ખવાડે છે, શીતળ છાયાં આપે છે, પત્ર, ફુલ, કાષ્ટ, રસ વગેરે આપે છે, અને તેનાથી અનેક વ્યાધિ નિવારે છે, તેમ, સાધુ મહાત્મા પણ જગતના ઉપકાર

માટેજ જન્મે છે. ધર્મરાજ યુધિષ્ઠિર સ્વદેહે વૈકુંઠ ગયલા. પરંતુ **नरोवा कुंजरोवा** એટલું અલ્પમાત્ર પણ અસત્ય કહેવાથી અંગુઠો ગળી ગયલો કહેવાય છે, પરંતુ તુકારામ તો સ્વદેહે સદીસલામત વઇકુંઠ ગયલા. એવા ભક્ત દુર્લભ છે. એક દિવસ તુકારામને ગામના એક માણસે કહ્યું કે, તમે ભજન બહુ સારૂં કરો છો, ભક્ત છો, બહુ સારા છો, તો ગામમા શું કામ રહો છો? તમારે તો જંગલમા રહેવું જોઇએ તુકારામે જવાબ આપ્યો કે, હા ભાઇ, તું કહે છે તે ખરૂં છે. હમે ભજન બહુ કીધું, હમે બહુ અનુભવ મેળવ્યો અને સમજયા તેથી હમે હમારૂં કલ્યાણ કીધું, પણ તમારૂં—જગતનું કલ્યાણ થવું જોઇએ. માટે એવો અનુભવ દુનીઆને મળે, એટલે બીજા અનેકનું કલ્યાણ થાય તો અવતાર ધરેલો સફળ છે, એમ વિચારી હમે ગામમા રહ્યા છીએ. કેમકે, **परोपकृति शून्यस्य धिग्मनुष्यस्य जीवित.** જે કઇ પણ પરોપકાર નથી કરતો તેવા માણસના જીવતરને ધિક્કાર છે. તેવાં માણસ કરતા ઢોર ઘણા સારા છે તેઓથી અન્નાદિ પાકે છે તે ઉત્તમ અન્ન આપણે ખાઇજઇએ છીએ, અને ઘાસ કચરો તે ઢોર ખાય છે. અને મુવા પછી પણ ચર્મ હાડકા વગેરેથી આપણા ઉપર ઉપકાર કરે છે. તેથી તેના કરતા પણ પરોપકાર નહિ કરનાર કૃતઘ્ની છે, એમ શાસ્ત્રો અને વિદ્વાનો કહે છે. ઉદ્ધવજી હતા તે નામદેવરૂપે અવતરી જગતને ઉપદેશ આપી ઘણાનું કલ્યાણ કરી ગયા છે.

એક કવિ નામના યોગીને જનકે પ્રશ્ન કરેલો કે, અત્યંત ક્ષેમ શું છે? જવાબ દીધો કે, હરિભજન. અને વળી કહ્યું કે, હે જનક! **आलोढ्य सर्व शास्त्राणि, विचार्यच पुनः पुनः ॥ इदमेकं सुनिर्णीतं, ध्येयो नारायण सदा"** સઘળા શાસ્ત્રોમા શોધી શોધીને અને વારવાર વિચાર કરીને આ એક નિર્ણય કીધો છે કે, નારાયણ સદા ધ્યાન ચિંતવન કરવા યોગ્ય છે. **सप्त कोटि महामंत्राः चित्त-विभ्रम कारका ऐकोऽपि सहजोमंत्रः हरिरित्यक्षरद्वयं ॥**

સાત કોટી મોટા મંત્રો છે તે ચિત્તને ભ્રાંતિમાં નાખનારા છે, પણ બે અક્ષરનો એકજ સહજ મંત્ર છે, તે. એ, કે, **हरिः ॥ योगिनामपि चित्तं चेत् केवलात्म सुखेरतं ॥ संसार ताप दुःखार्ता क्वयांति शरणा गत ॥** યોગિઓનું ચિત્ત જો કેવળ આત્મ સુખમાજ રત રાખી મુકે (ધ્યાન સમાધિમાજ પડ્યા રહે) અને જંગલમાં પડ્યા રહે, તો સંસાર તાપથી દુઃખી થયલા મુમુક્ષુ કોને શરણે જાય? તેથી મહાત્મા અને ભક્ત લોકો વસ્તીમાં લોક કલ્યાણાર્થે ઉપદેશ કરતા ફરે છે.

મેનાવતિ જ્યારે જાલંધર નાથને શરણે ગઈ છે ત્યારથી રોજ તેઓ તેને તિરસ્કાર કરી કાઢતા, અને ફરી આવવાની મના કરતા. છતા પણ ૭ માસ સુધી દરશને જવા કીધું. ત્યારે અધિકારી આતુર જોઇ ઉપદેશ આપ્યો. તે વખતે તે ગોપીચંદની માતા મેનાવતી બોલી કે, મહારાજ! મારો સસરો સાસુ નણંદ બહુ દુઃખ દે છે, તેમાં નણંદનાં દુઃખ સહેવાતાં નથી. ગુરૂ કહે, શું સસરો જીવે છે? બાઇ કહે, પ્રભો! તે (અહંકાર) સસરો મરી નથી ગયો. સાસુ (કલ્પના) પણ જીવે છે. આશાતૃષ્ણા નણંદ, કામ ક્રોધ જેઠ દીયર છે. ગુરૂ કહે, ધન્ય છે. વૈરાગ્ય વિચાર અને આત્મચિંતનના અભ્યાસથી તે સઘળી ઉપાધિ ઉડી જશે **देहस्याभरणं रूपं रुपस्याभरण गुण ॥ गुणस्याभरण ज्ञान ज्ञानस्याभरण क्षमा ॥** દેહની શોભા રૂપથી છે, રૂપની શોભા સદ્‌ગુણથી છે, ગુણની શોભા જ્ઞાનથી છે, અને જ્ઞાન છે તે ક્ષમાથી શોભે છે. રામે વનમા જતી વખતે કેકાઇ પાસે વલ્કલ માગતા પ્રાર્થના કરી કે, હે દયાળુ માતા! તમને ધન્ય છે. પોતાના પુત્ર ભરતના માથાં પર આખાં રાજ્યનો બોજો નાખી દઇ–બધી ફીકર તેના પર નાખી મને ફકત મારાં શરીરનીજ ફીકર સોંપી બધી ફીકરથી છુટો કીધો. એ મારા ઉપર કૃપા કરી પક્ષપાતજ કીધો છે. અપાર કૃપા એવી કોણ અપર-

માતા કરશે ?! જ્ઞાનનુ ભૂષણ ક્ષમા છે, તે આવી હોવી જોઈએ.
**यावन्नानुग्रह· साक्षात् जायते परमेश्वरात् ॥ तावन्नो सद्गुरु· क्वापि सत्शास्त्रमपिनोलभेत ॥** જ્યાં સુધી પરમેશ્વરનો અનુગ્રહ (કૃપા) થતો નથી, ત્યા સુધી સદ્ગુરૂ કેથે મળતા નથી, તેમ સચ્છાસ્ત્ર (વેદાંત)નુ શ્રવણ અને જ્ઞાન પણ મળતુ નથી. તે ભગવદ્દાનુગ્રહ થવાને પ્રભુની ભક્તિ કર્તવ્ય છે.

**ये प्रेम्णा हृदिमाम् दधात्य विरतम् स्यात् तस्य बंधच्युति ।.**
**मुक्तिद्वार कपाटमुक्तिरपि रोधि द्विषाम् लीनता ..**
**धी पीयूष करोदयो भवनदी गुल्फ प्रमाणोदका ..**
**लीयद्वृत्तिच गोकुलं करगता मायाऽपि तस्य स्थिता.. १..**

શ્રી હરિ કહે છે કે, પ્રેમે કરીને હમેશ જે કોઇ મને હૃદયમાં ધારણ કરી રાખે છે તેના બંધન તુટી જાય છે, મોક્ષદ્વારના દરવાજા (બારણા) ખુલી જાય છે; રોધ કરનારા દ્વેપીઓની લીનતા થાય છે (તેઓ ગાફલ બની ભુલવાય છે); બુદ્ધિમાં અમૃતચંદ્રનો પ્રકાશ થાય છે, જન્મ મર્ણરૂપ ભવનદી ઘુટણ જેટલાંજ પાણી વાળી થઈ જાય છે, અને ગોકુળ (ઇંદ્રિયોરૂપ ગૌ સમુદાયનુ કુળ) જે શરીર છે તેમા વૃત્તિ લીન થતા માયા પણ તેના હાથમા આવી જાય છે.

એવુ કોઇને આગળ થયુ છે ? ત્યાં કહે છે કે, હા. (ઉપલુ સિદ્ધાંત રૂપે શ્લોકાર્થ કહીને હવે દ્રષ્ટાંતરૂપે એજ શ્લોકાર્થ કહેવાય છે.) શ્રી હરિમાંજ જેનો રાત દિવસ પ્રેમ હતો એવાં દેવકી વસુદેવને કારાગ્રહમા નાખેલાં (એનો આઠમો ગર્ભ કંસને મારશે અવુ સાંભળીને) તે દેવકીના સાતમા ગર્ભમાં બલદેવ હતા તેનું આકર્ષણ (સંકર્પણ) કરી, ગોકુલમાં યશોદાને ત્યા રોહિણીના ગર્ભમાં આવ્યા, પછી આઠમા ગર્ભમાં પ્રભુ પ્રકટવાના તેથી યશોદાને કન્યા પ્રસવી હતી. "તેને ઉચકી લાવી મને ત્યાં મુકી આવો" એવું શ્રી કૃષ્ણે કારાગ્રહમા ચતુર્ભુજ દરશન આપી કહ્યું, અને પછી બાળક રૂપ ધર્યું, વસુદેવે તેને ઉચકી ચાલવાનો-

વિચાર કરતાં પગની બેડીઓ તુરત તુટી પડી, બારણા ખુલી ગયા, અને પેહેરેગીરો બધા હથીઆરબંધ ખૂબ ગાઢ નિદ્રાવશ પડયા છે. ચંદ્રમા ઉદય થયો છે, તેનો પ્રકાશ પડ્યો છે. જમનામાં પાણી ઘુંટણ જેટલા થઈ ગયા છે અને ગોકુળમાં જઇ યશોદા પાસે કૃષ્ણને સુવાડતાં માયા (કન્યા હતી તે) તેના હાથમા આવી જાય છે. એ-જ રીતે પ્રભુ પર શુદ્ધ પ્રેમ રાખનારને થાય છે. તે કેવળ હરિરૂપ થઈ જવાથી માયા તો તેના હાથમા આવી જાય છે. **मोक्ष कारण सामग्र्याम् भक्तिरेव गरीयसी** ॥ મોક્ષ મેળવવાને સાધન સામગ્રી ઘણી છે, પણ તેમાં ભક્તિજ શ્રેષ્ટ છે.

તુકારામ જાતે સ્વદેહે અભંગ પુલ પર વૈકુંઠમા પ્રભુ પાસે ગયા અને તે અભંગ લોકોને માટે કાયમ રાખી ગયા. એવા ભક્ત છે તે પ્રભુથી વધારે છે. એવા સતની કૃપા થાય તે તો કલ્યાણ કરે જ છે, પણ એવાનો ક્રોધ પણ કલ્યાણજ કરે છે, જેમ લીમડામાં

**સંતોનો ક્રોધ પણ સુખપ્રદ છે.**

કડુતા છે અને કેસરમા પણ સ્વાદે કડુતા છે. છતાં ચંદન, શ્રીખંડ પકવાન્ન, ખીરજ વગેરેમાં લીમડો કોઈ નાખતુ નથી, પણ કડવાટ છતાં કેસરને નાખે છે, કેમકે તેથી તે પદાર્થોની ઉત્તમતા સુંદરતામાં વધારો થાય છે. **केसरस्य कटुताऽपि नितांतरम्या ॥** તેમ સતોનો ક્રોધ પણ સુખપ્રદ છે. હરિશ્ચંદ્ર રાજાની ઉત્તમ કીર્તિ, અતિથીઓપર માત પિતા જેવો પ્રેમ, તેમને જે માગે તે આપવામાં દાનશૂરપણું વગેરે સત્યાવલંબન વિશે નારદના મુખથી ઇંદ્રની સભામાં વિશ્વામિત્રે સાંભળીને, પૂર્વે પોતે જે ક્ષત્રી હતા તેથી સ્વજાતિની ઉન્નતિ સહન કરી નહિ શકવાથી, તેનુ સત્ય એક ક્ષણમાં છોડાવવા પ્રતિજ્ઞા કરી, અને કહ્યુ કે જો હુ નહીં છોડાવી શકુ તો ૬૦ હજાર વર્ષનુ તપ આપવા કબુલ કીધુ. ત્યાથી ઉઠીને રાજા પાસે જઇ

**હરિશ્ચંદ્ર.**

સઘળુંજ માગી લીધુ. આખરે રાજા કાશીમાં જઇ ભંગીને ત્યાં વે-ચાયો, પુત્ર મૂવો, રાણીનો સ્મશાન ભુમિમાં વધ કરવા સૂધી ( વિ-શ્વામિત્ર ઋષિ ) લાવ્યા. છેવટે અત્યત હદ વગરની વિપત્તિ હરિશ્ચંદ્રે સહન કરી, પણ વિશ્વનિયામક પ્રભુથી સહન થયું નહી ત્યારે પ્રત્યક્ષ પ્રકટ થઇ દરશન આપી રાણીનો વધ કરતો અટકાવ્યો અને ધન્ય-વાદ આપ્યો. તે વખતે વસિષ્ટ અને વિશ્વામિત્ર પણ હાજર થયા. વિશ્વામિત્ર ઝાંખા પડી ગયા, વસિષ્ટ જીત્યા તેથી ૬૦ હજાર વર્ષનું તપ વિશ્વામિત્રને છોડી દેવું પડયુ. તાત્પર્ય એજ કે વિશ્વામિત્ર જેવા મહાપ્ર-તાપી ઋષીસંતનો ક્રોધ પણ પ્રેયસ્કર અને શ્રેયસ્કર થઈ પડયો, શ્રીહરિનું દરશન થયું અને દીર્ઘકાળના તપનુ ફળ વગર શ્રમે મળી રહ્યું. સો કામ છોડી ભોજન કરી લેવુ, હજાર છોડીને સ્નાન કરવુ, લાખ કામ છોડી દાન આપવું અને કરોડ કામ મૂકી દઇ હરિ ભજવા. બ્રાહ્મણ-ને આપવાને અમુક વસ્તુ કાઢી, પછી તે સારી છે એવું જોઇ વિચાર કર્યા કરે છે કે, એ આપીએ કે નહિં આપીએ, સારી છે તેથી ઘર-માં વાપરવાને રાખીએ. વળી કોઇ સુજ્ઞ કહે કે, આપી દો, પ્રભુ આપણને બહુ આપશે. ત્યારે વળી આપવા વિચારે છે. પરતુ એવા તર્કવિતર્ક રૂપ લક્ષને છોડી દઇ પ્રેમથી અને શ્રદ્ધાથી હરિશ્ચંદ્રની ઉદાર દિવ્યબુદ્ધિ પોતામાં પ્રકટાવી, દાન આપવુ. સ્વપ્નમા રાજ્યદાન આપેલું છતાં કબૂલ રાખ્યું અને તેની દક્ષણામાં ૩।। ભાર સુવર્ણ આપવાને પણ મુખથી નકાર તો નહિંજ કાઢયો અને જાતે વેચાઇ પુત્ર સ્ત્રી વે-ચીને પણ આપ્યુ, તો તેનું ફળ પ્રભુનું દરશન અને અચળ કીર્તિ પામ્યો. અંતરમાં સુદ્રઢ અડગ એવી સાત્વિકી શ્રદ્ધા હોય છે તો તે સર્વત્ર વિજયી થઇને શ્રેયઃ પામે છેજ. **श्रद्धावान् लभते ज्ञानं** ત્યાં દ્રષ્ટાંત અપાય છે.–એક શેહેરમાં મેહેતાજીની નિશાળે બાળકો ( વિદ્યા-ર્થીઓ ) ભણે છે તે સાથે રાજકુવર પણ ભણે છે. રાજાની છોકરી પરણવાની તેથી કુવરે મેહેતાજીને કહ્યું કે મારી બ્હેનના લગ્નમાં તમે

બધા છોકરાને તેડીને આઠ દીવસ આગળ આવી ખૂબ આનંદ કરજો. લગ્ન સમીપ આવ્યાં. મેહેતાજી ફક્ત ત્રણ દીવસ આગળ નિકળ્યા. રાજાનું નગર ચાર ગાઉ છેટે હતું. રસ્તે બધા છોકરાને સાથે લઈ ચાલ્યા જતાં એક ઝાડ ઉપર પક્ષી બેઠું હતું, તે જોઇ ગુરૂજી બોલ્યા કે, આ ઝાડ ઉપર તાસ બેઠું છે. જે ઝાડ પર એ બેઠું હોય તે ઝાડની ત્રણ પ્રદક્ષિણા જો કોઈ કરે તો તેને કંઇ પણ મહા ભારે લાભ થાય, પણ તે ફરવા દે ત્યારે. તે સાંભળી બધા છોકરા તેની પાછળ લાગ્યા. પ્રદક્ષિણા ફરવા માડે કે પક્ષી ઉડીને બીજે ઝાડે બેસે. સાંજ પડવા આવી. હજી બે માઇલ જવાનું છે, તેથી બધાને તાણીને ગુરૂ લઇ ગયા. તેમાં નારાયણ નામે એક છોકરો ચંચળ અને તોફાની હતો તે સાથે બુદ્ધિમાન સત્યાગ્રહી હતો તે તો અડગ શ્રદ્ધા રાખી રહ્યો. ગુરૂજી કહે છે તે સત્ય છે અને હું તેમ કરીશ એમ મનથી ઠરાવી ગુરૂજીને કહે, મેં રસ્તો જોયો છે, તમે બધા જાઓ. હું તો તમે કહ્યું તેમ કરીશ ત્યારે આવીશ. મેહેતાજીએ બહુ સમજાવી કહ્યા છતાં સાથે નહી જતા મડયો રહ્યો. સાંજ પડતા સુધી તો પત્તો ન લાગ્યો, પણ રાત્રે એ પક્ષી આંધળું તેથી સાંજ થયા પછી જે ઝાડે તે બેઠું ત્યાંથી બીજે જઈ શક્યું નહીં. તે વખતે તે ઝાડની ત્રણ પ્રદક્ષિણા ફરી લઇ આગળ ચાલ્યો. રાત પડી ગઇ, ભૂખ બહુ લાગી. રસ્તે એક મારૂતીનું દેવળ આવ્યું ત્યાં જઇ મારૂતીને કહે કે, મને ખાવાનું આપ, નહિં તો તારા ટાંટીયા ભાંગી નાખીશ, મને બહુ ભુખ લાગી છે. મારૂતી બહુ વિચાર કરે છે કે બાળક છે તે ભાગી તોડી નાખે ખરો, પણ દયાપાત્ર છે. તેથી વૈતાળને બોલાવ્યો. રાત્રે બાર એક વાગ્યા હશે તે વખતે તેને હુકમ આપ્યો કે, જ્યાં રસોઇ થતી હોય ત્યાં આ બાળકને જમાડી લાવ. વૈતાળે ભૂતોને બોલાવ્યાં, તે તપાસ કરી આવ્યાં કે,

**ગુરૂઆજ્ઞા પાળવાથી મહત્ લાભ.**

બે ગાઉ ઉપર રાજાને ત્યાં રસોઇઆઓ પકવાન્ન વગેરે ખૂબ રસો-ઈ કરી રહ્યા છે. હુકમ આપ્યો કે આને ત્યા લઇ જઇ જમાડી લાવો. નારાયણ તો ઉંઘી ગયલો. રાજાને ત્યા જે છોકરી પરણવાની હતી તેને માટે બે લાખ રૂપીઆ આપીને ઘરજમાઇ કરવા સારૂ સબધી વર્ગમાથી એક છોકરાને લાવી સુવાડેલો તે પલગ પાસે ભૂતો આવ્યાં અને તે છોકરા સાથે પલગ ઉપાડી લાવ્યાં હનુમાન આગળ તેને મૂકી, પેલા નારાયણને તે પલગમાં નાખી ત્યાં તેજ જગે લઇ જઇ મુકયો. થોડીવારે રાજાની છોકરી તે મેહેલમાં તપાસ કરવા આવી કે, મારા બાપે બે લાખ રૂપીઆ આપી કેવો પતિ આણ્યો છે. આ-વીને જુવે છે તો લગોટી, ફાટેલુ પેહેરણ, હલકી ટોપી, એવુ પે-હેરી સૂતો છે, અરે આ શુ ! એમ બોલતી પલગ પર બેઠી, તેવો જ પેલો બેઠો થયો. કુવરીએ અર્ધા શ્લોકથી પ્રશ્ન પુછ્યો તેનો ઉ-ત્તર છોકરાએ અર્ધા શ્લોકથી આપી શ્લોક પૂરો કરી આપ્યો. તેમાં કહ્યુ કે બહુ ભુખ લાગી છે. કુવરી વિચારે છે કે, સ્વરૂપવાન, ચતુર અને વિદ્વાન છે, પણ ભુખ્યો છે એ કેવી વાત ! ! તરત ઉઠી પાચ-સોનુ સુદર પીતાંબર, કલ્લા, સાકળાં, કડા કંઠી ઘાલી પેહેરાવી, પા-કશાળામાં લઈ જઇને જમાડી લાવી. તેજ બોટીઆં સાથે પાછો આવી સુતો અને ઉંઘી ગયો, તેવા ભૂતોએ પાછો મારૂતી પાસે લઈ જ-ઇ ત્યાં મુકી પેલા બે લાખના અસલને તે પલગમાં નાખી પાછો હતો ત્યા મુકી દીધો. બીજે દહાડે લગન સમીપ આવ્યા. પુત્રીએ જોયુ તો પેલો કાળો અને મૂરખ જેવો દીઠો. તરત દોડી જઇ પિ-તાને કહે છે કે, બાપાજી ! આ મારો પતિ નથી. રાત્રે મેં જોયા, વાતચીત કરી, જમાડયા, તે આ નથી. તે શિવાય જગતમા મારા પિતા ભાઇ જેવા છે. રાજા ગભરાયો, કે અરે, વળી આ શું કૌતુક છે ! સ્વપ્ન હશે. પુત્રી કહે, નહિ સાચુ છે. અત્રે પેલો નારણ ઉ-ઠયો, જુવે છે તો વિચારે છે કે, અરે પાછો હું અહીજ છુ ! ઠીક,

રસ્તે ભય નડશે જાણી અંગે ભૂખ રાખ ચોળી બાવો બની લંગો-
ટી મારી પોટલી ખભે ભેરવી ચાલ્યો. રસ્તે ચોર મળ્યો તે લુંટવા
આવ્યો તેને કહે હમ તો જગતકા બાવા હૈ. પણ તુ બધાને મારી
લુંટી ઘરનાનું પોશણ કરે છે, તેનું પાપ તુજ ભોગવશે કે તે બ-
ધાંનો ભાગ, તે પુછી આવ. પુછવા ગયો, ત્યાં ઘરનાં બધાં બોલ્યાં
કે, હમારે શુ, કરે તે ભોગવે. પેલો આવી પગે લાગ્યો અને ઘેર લઇ
જઇ બરદાસ કરી બે રૂપીઆ દક્ષણા આપી, તે લઇને રાજાના ન-
ગરમાં ગયો. બુમ પડી કે બધા લોક જમવા ચાલો. નારાયણ પણ
ન્હાઇ ધોઇ પાસુ તે પીતાંબર કડાં કઠી પેહેરી બની ઠનીને ચાંદીનું
તેજ પાત્ર લઇ ચાલ્યો. ઉંચે મેડા ઉપર મેહેતાજી અને છોકરાને જોયા
તેવો ઉપર ગયો. બધા છોકરા પુછે છે કે, અલ્યા નારા! આ રોપ
કયાંથી! નારાયણ કહે, ગુરૂની આજ્ઞા—વચન ઉપર શ્રદ્ધા રાખી, તાસ
રાત્રે છેવટે જે ઝાડે બેઠું તે ઝાડની ત્રણ પ્રદક્ષણા ફરીને આવ્યો તે-
નુ ફળ છે. ખબડદાર, હવે નારા ન કહેશો. હુ તો નારાયણરાવ છું.
જુવો આજે હુજ રાજાનો જમાઇ થઇશ. ગુરૂ કહે એમ નહી બોલ,
કોઇ સાંભળશે. છોકરા પુછે છે કે, પણ આ ઠાઠ એકદમ કયાંથી?
નારાયણ કહે, તે પછી કહીશ. બધા જમવા બેઠા. પુત્રી પીરસે છે તે-
માં પેલાને જોયો. તુરત પિતાને કહે, જુઓ પેલા મારા પતિ. રાજા
તેને જોઇ બહુ પ્રસન્ન થયા, તેને લાવી બહુ બરદાસ માનપાનથી રા-
ખી કન્યા પરણાવી અને પેલા બે લાખીઆને પાછો મોકલ્યો. રૂપીઆ
આપેલા તેનેજ આપી દીધા. નારાયણજ તે રાજાને પુત્રમાં પણ ગણે
તો એકજ હોવાથી તે જામાત્રનેજ અતે રાજ પણ આપ્યુ અને રા-
જા બનીને રાણી સાથે ન્યાય અને ધર્મથી રાજ કરતાં પ્રારબ્ધાંતે ઉ-
ત્તમ ગતિ પામ્યાં. તાત્પર્ય કે, સત્યવકતા શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુના
વચનમાં અડગ શ્રદ્ધા રાખી વર્તનાર પરિણામે વિજય પામી સુખી થાય છે.

આખી ઉમર કદાપિ સંસાર વ્યવહારની ખટપટમાં કાઢી ગુમા-

વી હોય અને તેથી ભયંકર ભૂલ ગાફલતાને લીધે અતિવ પશ્ચાતાપ થતો હોય તો તેવા ચેતનાર ત્વરિત થયલાં મનુષ્યે જરા ગભરાવાની જરુર નથી. ભલે બધી ઉમર ગુમાવી પણ ભાન આવ્યું તો બે ત્રણ દિવસ પણ–અલ્પકાળ

**ભાન આવ્યું ત્યારથી તો જાગી ઉઠો.**

એક દીલથી અડગ શ્રદ્ધા પ્રેમ અને ઇન્તેજારી–ખંતથી પ્રભુ તરફ મનોવૃત્તિ વાળી દે, તો તે પાર પડે છે. તે વિશે દ્રષ્ટાંત અપાય છે. માધવદાસ નામે એક શ્રીમાન શેઠ હતા તે બાહુ કૃપણ હતા. ૭૫ વર્ષનો થયો, પણ ચપટી અન્ન, કે પૈસો, કે વસ્ત્ર કશું કોઈ બ્રાહ્મણને કે રંકને આપેલું નહી, પરંતુ નારાયણની ભક્તિ ઠીક રીતે કરતો, અને રોજ માગતો કે, પ્રભો ! મને મુક્તિ આપજો, પ્રભુ વિચારે છે કે, હાથેથી કઈજ પરોપકાર–દાન–કરતો નથી, તો હું એને કેવી રીતે મુક્તિ આપું ! તેમજ સત્સંગ સેવન પણ કરતો નથી. તો મુક્તિના કોથળા મારી પાસે શું અમથાજ ભરી મુક્યા છે કે ! છેવટે પરાણે પણ જો હું કાંઇ ચોખાના બે દાણા પણ ખાઇ આવું તો કાંઇ આપું. એમ વિચારી એક વખતે ડોસા જમવા બેઠા છે અને આંખ મીચી પ્રભુને નૈવેદ્ય જમાડે છે. (મનોમય ભાવનાથી) તે વખતે બીલાડીને વેશે પ્રભુએ આવી ભાણામાં મોં ઘાલી ભાતના બે દાણા મુખમાં લીધા, અને ડોસાએ આંખ ખોલતાં બીલાડી દીઠી. બીલાડી તો તરત નાઠી; તેની પાછળ દોડીને પકડીને ડાચું ડાબી મુખમાંથી તે બે દાણા કાઢી લીધા. પછી તે માધવદાસે વિચાર્યું કે મેં દશ લાખ મેળવ્યા, પુત્ર તો છે નહી, તો હવે મારે પ્રભુ ભક્તિજ કરવી. એમ ઠરાવી જગન્નાથજીમાં જઇ પ્રભુને નમી એકાંતમાં એક ગુફા જોઇ બેઠો, અને “રામ રામ જય રામ” એ નામોચ્ચાર એક મનથી ચલાવવા લાગ્યો. બીજે દહાડે તો રામમય થઇ ગયો. રાજાએ અગર બીજા કોઈએ તેની ખબર લીધી નહી. ભૂખ્યો જોઇ શ્રી પ્રભુએ

લક્ષ્મીજીને આજ્ઞા કરી, કે રાજા ખબર લેતો નથી, ભક્ત ભૂખ્યો છે, માટે આજનો રાજભોગ ઉપાડી લઇ તમે જાતે તેને જમાડી આવો. ચાંદીના થાળામાં સુવર્ણની વાડકી વાડકા સાથે ભોગ મુકેલો તેવો ઉપાડી દેવી લઈ ગયાં. તે તો એકતાર રામરૂપ બની ગયો છે. રૂવે રૂવે રામધ્વની ચાલે છે. તેને કશી ખબર નથી. તે જોઈ શ્રી લક્ષ્મીજીએ હસ્ત સ્પર્શ કરતાં આખ ખોલી જોયું. પગે લાગ્યો. પ્રભુની આજ્ઞા પ્રમાણે પ્રસાદ લઇ લીધો. થાળી વાડકાં થુવેરીઆંની વાડમાં નાંખી દીધાં. અત્રે મદિરમાં મુખીઆજીએ ભોગ ધરેલો, તેની ઘડી પૂરી થતાં દ્વાર ખોલ્યાં, તો ત્યાં થાળ નહીં દીઠી. રડતો જઇ રાજાને કહ્યું. રાજા ડાહ્યો હતો. તેણે જોયુ, કે મુખીઆજી વૃદ્ધ છે, આજ સુધી દાનત બગાડી નથી, તેથી સાચુ હશે એમ માની તેવાંજ બીજા પાત્ર આપ્યાં. બીજે દહાડે પણ તેવીજ રીતે થયું. વળી બીજાં પાત્ર આપ્યાં. અને પેહેરા ચોકીદારની રૂબરૂ થાળ મૂકી દ્વાર બધ કરીને મુખીઆ બેઠા. દ્વાર ખોલતાં તેજ રીતે પાત્રો દીઠાં નહીં. કોટવાળે રાજાને કહ્યું. રાજા જાતે આવ્યા. મદીરની આસપાસ હજારો સિપાઇ મૂક્યા. રાજા જાતે ઉભા રહી જોતા રહ્યા. પાછું પૂર્વવતજ થયું. ચોર પકડાયો નહીં. દશ હજારનું ઇનામ આપવા જાહેરનામા કાડ્યાં. એક ગરીબ બ્રાહ્મણ હતો. તે રોજ રાજા પાસે જઇ આજીજી કરતો, કે પ્રભો! મારૂં દારિદ્ર બાળો. તે દિશા જવાને તે દહાડે કંઇ આડોજ નિકળી ગયો, તે તેજ રસ્તે જતાં ચંદ્રના પ્રકાશમાં વાડમાં પડેલાં પેલા નાખી દીધેલા ચાંદીના થાળા વાડકા ચળક્યા. તે જોઇ ત્યાં આવી ત્રણે દીવસના પડેલા તે લઇ દોડતો રાજા પાસે ગયો, અને વાસણો મુકી બોલ્યો, કે લાવો દસ હજાર, ચોર પકડ્યો. ત્યાં કોઇ રામ રામ કર્યા કરે છે, તે ઢોંગી ચોર છે. તેણે વાડમાં નાંખી દીધેલાં લાવ્યો. તરત સીપાઇ દોડ્યા, તે પેલા

ભક્તને બાંધી લાવ્યા. રાજાએ મીઠાંના પાણીમાં કોરડા બોળીને તે મારવા હુકમ આપ્યો. રામનામની ધુનમા કોરડા મારે છે, તેનુ તેને ભાન નથી. કોરડો માર્યો, ત્યારે જગન્નાથજીની છાતીમાં લાબો સોળ લાગ્યો, તે લોકોએ દરશન કરતાં જોયો. બીજો પડયો, તે પણ તેને કશું નહીં જણાતા જગદીશનેજ લાગ્યો. તે પણ લોકે જોયો, તેવા તરત દોડી જઇ રાજાને કહ્યુ. રાજા સાંભળી ભડકી બોલ્યો, કે અરેરે, કોઇ મહાત્મા છે. રાજાએ ક્ષમા માગી. ભક્ત કહે મારી કશી સત્તા નથી, રામ જાણે. રાજાને સ્વપ્ન આપી પ્રભુએ કહ્યું, કે તે એની તપાસ ન લીધી, તેથી મારે સભાળ લેવી પડી. મારે દીલે એનો હાથ ફેરવાવશે, તો મારૂ અંગ હતું તેવુ થશે. તે વાત ત્યાં ભક્ત માધવદાસ પાસે જઇ કહીને પ્રભુની પ્રતિમા પાસે લાવ્યા. ભક્ત પ્રાર્થના કરે છે, કે અરે પ્રભો! હે દીનબંધો! ભક્તવત્સલ સ્વામિન્! તારી કૃપા અને લીલા અતર્ક્ય છે. નાથ! મારી શું સત્તા, શું ગજું! હું શુ સમજી શકુ! તમે ભક્તનુ મહાત્મ્ય વધારો છો, એજ કારણ છે. અહોહો, પ્રભો! આપ જગતના ઇશ્વરને શરીરે મારો હાથ ફરવાથી આરામ થયો?! જાણે હુ મહા સમર્થ દેવનો પણ દેવ હોઉં ને, એવો ભાવ જગતને દર્શાવ્યો. હુ કાંઈ જાણતો નથી, આપજ કર્તા હર્તા છો, ચાહે તે કરવા સમર્થ છો. **कर्तुमकर्तुमन्यथा कर्तुं समर्थ** છો. તાત્પર્ય, કે ત્રણ દીવસજ સર્વ સકલ્પ, મોહ, મમતા છોડીને એકજ મનથી પ્રભુમાં તલ્લીન બની રહ્યો, તો આટલું ભારે સામર્થ્ય આવ્યુ, અને પ્રભુ તેના થઇ ગયા, તો વર્ષો સુધી દીર્ઘ કાળ પ્રભુમાજ અથાયલો રહે, તો તે ભક્ત પ્રભુરૂપ સ્વયસિદ્ધ બની રહી શાશ્વતિ શાતિ પામે, એ નિર્વિવાદ વાત છે. **विहाय कामान्य सर्वान पुमांश्चरति नि:स्पृह:। निर्ममोनिरहंकार: स शान्तिमधिगच्छति ॥ ॥ मन्मना**

**ભક્ત મહિમા.**

**भवमद्भक्तो॥ ॥ सर्व धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ॥ अहं त्वा सर्व पापेभ्यो मोक्षयिष्यामि माशुचः ॥** એ રીતે શ્રીમદ્‌ભગવદ્‌ગીતાંતર્ગત શ્રી હરિની પ્રતિજ્ઞા છે. અને તેજ રીતે પરમાત્મા પાળે છે—કરે છે, એવું જાણ્યા છતાં કાચાં હૃદયાંના કોઇક ભકતજન ધૈર્યની ન્યૂનતાથી, નિર્વાહ શી રીતે થશે, એવી શકાથી ભય ધરે છે, તેવા પ્રત્યે પ્રભૂ પોતે સદ્‌ગુરૂ સતરૂપ ધરી પોકાર પાડી કહે છે, કે ભય ના રાખો, અભય થાવ, **भोजनाच्छादने चिंता व्रथा कुर्वंति वैष्णवा ॥ योऽसौविश्वंभरोदेवः स्वभक्तान् किमुपेक्षते ?!** અરે! અન્ન વસ્ત્રની ચિંતા, ભકત વૈષ્ણવાદિ મારા ઉપર પ્રેમ રાખી રહેલા–મનેજ ઇષ્ટતમ જાણનારા છે, તેઓ વ્રથા (નકામી) કરે છે. કેમ? જે આખા વિશ્વનુ ભરણપોષણ કરી રહ્યા છે, તે શું પોતાનાજ ભકતને ભૂલી જશે કે?!! કદિ નહીં ભુલશે. માટે પ્રભુના થઇ જાવ, પ્રભુમય બનો, પ્રભુમાં રહો, રમો, અને અભેદ ભાવે તમારૂં અહમમત્વ પ્રભુમાંજ હોમી (સમાવી–અર્પિ) દો, તો તમારે સ્થાને તત્સત્ પરમાત્માજ છે. **अस्तु ॐ.**

એક ગામમા વિષ્ણુદાસ નામે એક પરમ વૈષ્ણવ હતો. તે શ્રદ્ધાથી પ્રેમપૂર્વક અતિથી આવે તેનો સત્કાર સેવા કરતો હતો. તે ગામે ચાર બ્રાહ્મણ આવ્યા તે પેલા વૈષ્ણવનુ નામ કીર્તિ સાંભળી તેને ઘેર ગયા. તેમને આદરમાન આપી બેસાડી પુછ્યું કે, મહારાજો! તમારે શું ભોજન કરવાની ઇચ્છા છે? તે બોલ્યા

**ભકતની નિંદાથી મહતિ હાનિ.**

કે લાડુતો બહુ મળે છે તેથી દુધપાક પુરીની ઇચ્છા છે. નાનું ગામ તેથી દુધ મળી શકે તેમ ન હોવાથી પાસેનાં ગામે ચીઠ્ઠી લખી, બે આના માગ્યા છતાં આઠ આના આપવાનુ કહી તામડો આપી મજુર મોકલ્યો. તે ઘણો ખુશી થઇ દોડતો ગયો. ગામે જઇ ચીઠ્ઠી આપી. તેણે અધમણ દુધ ભેગું કરી આપ્યું તે લઇને તે ઝડપથી આવ્યો. બહુ થાક-

વાથી ગામ નજીક આવી પાદરે ઝાડ તળે તામડો ઉતારી જરાક વિશ્રાંતિ લેવા બેઠો ત્યાં પવનમાં જરાક ઝોક (ઉંઘ) આવી. તે દરમ્યાન એક સમડી સર્પને લઇ જતી હતી તે પેલા ઝાડ પર બેસી સર્પને નીચોવે છે તેનું વિષ પેલા ઉઘાડા પડેલા દુધના તામડામાં પડયુ. મજુર કશું જાણતો નથી. તે જાગ્યો તેવો તામડો લઇ જઇ સોંપી દીધો. વૈષ્ણવે પેલા બ્રાહ્મણને સોંપ્યો. તેમણે દુધપાક બનાવ્યો. ચારે જણ જમ્યા તેવા મૃત્યુવશ થઇ સુતા. વૈષ્ણવરાજ બહુ આશ્ચર્ય સાથે દલગીર થયો. છેવટે ગામમાથી બ્રાહ્મણોને બોલાવી ચારેને અગ્નિ સસ્કારાદિ કરાવી ઘેર આવ્યો.

હવે એ ચાર બ્રહ્મહત્યા કોને શિર લખવી તે વિષે ધર્મરાજને વિચાર પડયો. વૈષ્ણવ તો સાચી શ્રદ્ધાથી અતિથીને સેવે છે તે કશું જાણતો નથી. મજુર કશું જાણતો નથી. દુધ આપનારાનો પણ દોષ નથી. તેમ આત્મઘાત પણ થઇ નથી. કુદરતી બન્યું છે. ધર્મરાજે શંકર બ્રહ્મા પાસે ખુલાસો પુછયો કે કોને માથે એ હત્યા લખવી. બેહુ કહે, અમે તો સહાર ઉત્પત્તિની વાત જાણીએ. ત્યારે વિષ્ણુ પાસે જઇ પુછયું. પ્રભુ હસીને કહે. વેશ બદલી ચાલો, બતાવું. તે ગામને ચોરે આવ્યા. ત્યાં ચોરાપર ગામના પટેલીઆ વગેરે બેઠા ગપસપ ચલાવે છે. તેને ભગવાને પુછયું કે, ભાઇ! અહીં કોઇ વૈષ્ણવને ઘેર ઉતારો મળશે? એટલે તેમાથી એક ટીકાખોર નિંદક બોલી ઉઠયો કે, જાવ અમુક વૈષ્ણવ છે તેણે કાલે ચાર બ્રાહ્મણોને તો મારી નાખ્યા, હવે આજે તમારો બેનો વારો. પ્રભુ તરત ધર્મરાજ તરફ જોઇ બોલ્યા કે, લખો એ ચારે હત્યા એને માથે. કેમકે જાણતો નથી છતાં નિંદા કરે છે—ખોટો આરોપ મુકે છે. તાત્પર્ય કે જાણ્યા વગર નિંદા કરવાથી આવી રીતે પાપ ભાગી થવાય છે, માટે ન કરવી.

ઇશ્વરે જે કીધું છે અને કરે છે તે વગર સમજતુ ખોટું

**ઇશ્વર કૃતિમાં ખામી નથીજ.**

છે. એમ વિચારીને એક જણ મોટા બગીચામાં મોટા લીમડા નીચે બેસી હવા ખાય છે, ને વિચારે છે કે આ લીમડાનુ મોટું પ્રચંડ ઝાડ છતા એને ઝીણી ઝીણી લીંબોડી કરી; અને પેલા કોહોળાંના વેલા ભોંય ઉપર છે તેને મણ મણનાં કોળાં બનાવ્યાં, એ કેવુ ગેરવાજબી કીધુ છે. ત્યાં પવનમાં ઉંઘી ગયો. પવનનો સપાટો વધુ જોસમાં આવ્યો તેથી સો બસો લીંબોડી ટપાટપ દીલપર આંખપર પેટપર પડી, તેથી તરત જાગી ઉઠ્યો અને વિચાર્યું કે, ઇશ્વરે વાજબીજ કીધુ છે. જો એને કોહોળાં લગાડતે તો હું છુંદાઇને આંખ પાંખ વગરનો થઇ જતે. તાત્પર્ય કે, ઇશ્વરની કૃતિમાં દોષ છેજ નહીં. તે જે કરે છે તે સારાનેજ માટે સારૂંજ કરે છે.

**હોળી, ડોળ ઉત્સવમાં હેતુ.**

પ્રલ્હાદ પ્રભુનો મહાભક્ત છે તે અનેક ઉપાયથી મરતો નથી તેથી હિરણ્યકશિપુ બહુ વિચારમા પડેલો જોઇ તેની બ્હેન હોલિકા આવી બોલી કે, ગામને પાદરે મોટો લાકડાંનો ઢગ કરાવ, મને અગ્નિથી બચવાની વિદ્યા આવડે છે તેથી તે ઢગ ઉપર હુ પ્રલ્હાદને ખોળામાં લઇ બેસીશ, પછી સળગાવી મુકવો. તેથી એ બળી જશે અને હુ બહાર આવીશ. તેને માટે ફાલ્ગુન સુદ પુર્ણિમાનો દિવસ ઠરાવ્યો. મોટો ઢગ કરાવી ઠરાવેલે દહાડે પ્રલ્હાદને લઈ બેઠી. લોક સળગાવી મુકીને ગયા. સવારે રાજા આવી જુવે છે તો પ્રલ્હાદ રાખમાં રમે છે અને બ્હેન બળી ખાખ થઇ છે. તેથી અસુરોએ ધુળ કાદવ ઉડાવ્યા (તેમને ઘેર શોક થવાથી), અને વૈષ્ણવોને આનદ થવાથી ફુલ ડોળ રંગ ગુલાલથી ઉત્સવ કીધો. તાત્પર્ય કે, જ્ઞાનાગ્નિ લાગવાથી કર્મરૂપ કાષ્ટ સમૂહ ભેળી અવિદ્યા બળી જાય છે અને ભક્ત પ્રલ્હાદરૂપ અનુભવ પુત્ર કાયમ રહી મોજ કરે છે. તેથીજ રાત્રે પ્રલ્હાદના રક્ષણ હેતુથી વૈષ્ણવો શ્રીફળ ફુલ ગુલાલ ધાણી વગેરે ચઢાવે છે, અને આસુરી એવી

અવિદ્યાને બળી જવા માટે કાષ્ટ નાખે છે. આસુરી લોક પોતાની અવનતિ સૂચક અપશબ્દ બોલી કુત્સિત ચેષ્ટા કરે છે. અને દૈવીજનો પોતાની ઉન્નતિ સૂચક ધ્યાન, ભજન, સયમ, સતગુરૂ ઇશ્વરની સેવા કરે છે.

એક દરજી હતો. તેની ન્યાતમાં રિવાજ કે, જમવા બેસે ત્યારે પુછે કે, કેમ ભાઇઓ! મને જશ છે કે અપજશ? તે પછી ન્યાતના અગ્રગણ્ય વૃધ્ધ પુરૂષો બોલે કે ભાઇ! તને જશ છે તો સતોષ માને. તે દરજીને ત્યાં ન્યાત હતી. શેઠ લોકને પુછીને લોટ ઘી ખાંડ લાવી લાડુ બનાવ્યા. તે વખતે ઘરમાં કઇ કામ માટે ૦। શેર ઘી એક વાડકીમાં એક છોકરો લઇ ગયલો. ન્યાત જમવા બેઠી તે વખતે પુછ્યુ કે, મને જશ છે કે અપજશ? શેઠ લોક કહે, લોટ ઘી ખાંડ જે પ્રમાણે હતાં તેજ પ્રમાણે બધુ નાંખ્યુ છે? દરજી કહે પચ સમક્ષ સત્ય બોલવુ જોઇએ, તેથી કહુ છુ કે, એક છોકરો ફક્ત ૦। શેર ઘી વાડકીમા લઈ ગયેલો. બાકી બધુ બરાબર છે. શેઠ લોક બોલ્યા કે, ભાઈ તને અપજશ છે. દરજી કહે, તો જશ મળે તેનો કઈ ઉપાય? શેઠ કહે, હા, બધા લાડુ ભાગી નાખ અને ૦। શેર ઘી નાખી ફરી વાળ. દરજીએ તે પ્રમાણે કરી, ફરી પીરસી પુછ્યુ ત્યારે બધાએ કહ્યુ કે, ભાઇ! તને જશ છે.

**ભક્તિમાં બધું બરાબર જોઇએ.**

તાત્પર્ય કે, ભક્તિ કરવી તો તેમાં બધું બરાબર જોઇએ. શ્રધ્ધા, પ્રેમ, વિવેક, વિચાર, રાગદ્વેષરહિતપણુ, વગેરે બરાબર હોવાં જોઇએ. તેમાં શ્રદ્ધા કે પ્રેમ વગેરે એકની પણ ન્યૂનતા હોય તો જશ મળતો નથી, અર્થાત્ યથાર્થ ભક્તિ કહેવાઇ શકતી નથી. માટે પૂર્ણ શુદ્ધ પ્રેમ અને અડગ શ્રદ્ધા રાખવી, તો પ્રભુની પ્રસન્નતા થઇ અપરોક્ષ દર્શન થાય અને ભવભયથી મુક્ત થવાય છે.

એક વાણીઓ કાંઇ પુણ્ય નહી કરે. તે મોટો શ્રીમંત હતો. તેણે મરણ વખતે મરવાની તઇયારી વાળી ગાય આપેલી તે હોઢ

ઘડી જીવીને મરી ગયલી. યમરાજા પાસે તે વાણીઆને મુવા પછી ખડો કીધો ત્યાં પુછવાથી પેહેલાંથી પુણ્ય ભોગવી લેવાનુ માગ્યુ. ત્યારે ગાય બતાવી યમરાજાએ કહ્યું કે દોઢ ઘડીમાં એ ગાયને તુ જે કહેશે તે કરશે. વાણીઓ કહે, હે ગાય! આ યમરાજાને શિગડેથી માર. ગાય તો દોડી. યમ દોડયા તે બ્રહ્મા પાસે ગયા ત્યા વાણીઆએ તે બ્રહ્માને પણ મારવા કહ્યું. ત્યાંથી બધા ગયા શંકર પાસે. ત્યા શંકરને પણ મારવા કહેવાથી બધા વૈકુંઠ ગયા. વિષ્ણુ કહે, ભાઇ! તેં બધા દેવોને બહુ દુઃખી કીધા માટે તારે નરકમાં બહુ રહેવું પડશે. વાણીયો કહે, તો બધાં શાસ્ત્રો વેદો પુરાંણોમાં એક લીટી વધારો કે, પ્રભુનાં, શંકરના, ઇશ્વરનાં દરશન કરે તેને નરકે જવું પડશે. પ્રભુ પ્રસન્ન થયા. નર્કથી બચાવી કૃતાર્થ કીધો. વાણીઆએ વિષ્ણુને પણ છેતર્યા, એમ કહેવાનો હેતુ નથી, પણ અડગ ટેક–શ્રદ્ધા રાખી તો પાર પડયો, એ હેતુ છે.

**વાણીઆએ પ્રભુને છેતર્યા. અડગ શ્રદ્ધા.**

જયદેવ મહારાજ જગન્નાથ પુરીમાં રહેતા હતા. તે હમેશાં પ્રભુનાં ભજન કીર્તનમાજ લાગેલા રહેતા. કોઇ જગે વિના પ્રયોજને જતા નહી. એ રીતે ઘણાં વર્ષ વહી ગયા. આસપાસના ગામનાં લોકો, પોતાનુ ઘર પાવન કરવા પધારવાને, ઘણીવાર આગ્રહ કરતા રહેલા તેથી તેઓને ઘેર ગયા. ત્યાં મહીનો રાખી રથમાં બેસાડી વિદાય કીધા. મહારાજ તો નિઃસ્પૃહ હોવાથી તેને તો કશું નહિં જોઇએ. તેથી તેમનાં પત્નિને આપી દેવાને વસ્ત્ર અલંકાર વગેરે તે રથનાં ભંડારીઆંમાં ભર્યાં અને નોકરને સાથે મોકલ્યો. તે અલંકારાદિ મુકતાં ચાર ચોરની નજરે પડેલુ. તેથી સમય સાધી જંગલનાં મધ્ય ભાગમાં રથ આવ્યો ત્યાં સામા આવી ઉભા. મહારાજને કહે, ઉતરો. ઠીક, ઉતર્યા. બધુ લૂટી લઇને ગયા, પણ વિચાર્યું કે

**જયદેવ સ્વામિ.**

જીવતો રહેશે તો રાજા પાસે પકડાવશે તેથી પાછા ફરી મારી નાખવા આવ્યા. પણ તેઓમાનો એક જણ કહે, મારશો નહિં, ભગત છે, પણ હાથ પગ કાપી કુવામાં નાખો. તરત છરો કાઢી હુઠા લુલા કરી કુવામાં નાખ્યા અને ચોર તો ગયા. રાજા ઘોડા પર સ્વાર હુવો તે રસ્તેથી થોડી વારે જતો હતો તેણે કુવામાથી ગોવિંદ માધવ એવા ભજનનો અવાજ સાંભળ્યો. પાસે આવી તપાસ કરાવી કઢાવ્યા, તો જયદેવ મહારાજ. ઘેર લઇ જઈ બરદાસ કરી. રાજાએ પ્રાર્થના કરી કે "કાંઇ સેવા બતાવો." મહારાજે કહ્યુ કે. જે અતિથી અભ્યાગત આવે તેનો સત્કાર કરી, તે રહે ત્યાં સુધી તેને ખવાડી, માગે તે આપી વિદાય કરવા. આજ્ઞા પ્રમાણે કરવાનુ શરૂ થયુ. પેલા ચારે ચોર દારિદ્ર ટાળવાની ઇચ્છાથી સાધુ વેશે ત્યા આવ્યા. જયદેવને ઊંચે બેઠેલા જોતાં ફાળ પડી બોલ્યા કે હવે તો મુવા. અહીં ક્યાં આવ્યા. પેલા જયદેવ તો ઊંચે બેઠેલા ત્યાંથી ગબડી પડી ગડબડ ગબડતા આવી ચારેને પગે લાગ્યા. આવુ જોઇને રાજા પણ પગે લાગ્યો રાજાએ પુછવાથી કહ્યુ કે, મારા ગુરૂ છે. તેથી તે ચારને ખૂબ ભાવથી ભોજન કરાવે છે, છતા મર્ણના ભયથી તે ચારે તો સુકાતા જાય છે. છેવટે જાત્રા જવા દ્રવ્ય માગવાથી તે આપી વિદાય કીધા, જયદેવને તો ભજન કરતાં હાથ પગ ફુટ્યા અને હતા તેવા થયા. એકાગ્રતા પૂર્વક શ્રી હરિમા એક તાનતા થવારૂપ યોગનુ અદ્‌ભૂત સામર્થ્ય છે, તેમાં માત્ર હાથ પગ ફુટ્યા, એટલું જાણી આશ્ચર્ય પામવાનું કશુંજ નથી. શુદ્ધ સંકલ્પ તથા પ્રભુ પ્રેમ અને યોગ, એનું બળ અપાર છે. તે મલીન ચિત્તવાળા હાલના વિષયાસક્ત મિથ્યાભિમાનીને ધ્યાનમાં આવે તેવું નથી તેથી તેવા મૂઢજનો ભલે નહી માનો, તેથી કાંઈ યોગ અને ભક્તિનું બળ કાઇ અન્યથા થવાનું નથી. જયદેવની કીર્તિ દેશાંતરોમાં વ્યાપી. **गुणाः कुर्वन्ति दूत-**

**અપકાર પર ઉપકાર.**

**त्वं, दूरेपि वसतां सतां ॥** સત્પુરૂષો ભલે દૂર વસતા હોય, પણ તેમના સદ્ગુણો છે તેજ દૂત બનીને કીર્તિ ફેલાવે છે. હરિશ્ચંદ્રે પણ વિશ્વામિત્રે આપેલું બધું દુઃખ સહન કીધું, અને સત્યને પકડી રાખ્યું તો, વીરબાહુ અંત્યજના પરવશ નોકર થઇ પડેલા તેમાંથી એકદમ મટી–પલટાઇ જઇ પ્રભુ દર્શન પામી વિજય મેળવી, હતો તે કરતાં અનંત ગુણ સુખી થયો હતો.

**श्रद्धावान् लभते ज्ञानं ॥** બે ગુણકા આખી જીંદગીભર નિંધ કર્મ કરીને કોઇ પુણ્ય સંસ્કારથી વૈરાગ્ય થવાથી રામદાસ સ્વામિ સમર્થ પાસે આવી તારક મંત્ર માગ્યો. સ્વામિએ જોયું કે, ગુણકા છે –અધિકારી નથી, પણ પગે પડી શરણે આવી છે માટે અનુગ્રહ કરવો જોઇએ. તે બેહુ જણી રોજ આવે, અને શરણે થઇ એજ પ્રાર્થના કરે. મહીનો એક પછી એક દિવસ સવારમાં બોલાવી તેવી તરત હાજર થઇ. સમર્થે કહ્યું કે, કોઇને પણ એ મંત્ર કહેવો નહી. એકને કહ્યું કે ત્હારે "रा" જપ્યા કરવું. પછી બીજીને બોલાવીને કહ્યું કે ત્હારે "ड" જપ્યા કરવું. બેહુ જણી શ્રદ્ધાથી, બધી લાલસા વાસના છોડી દઇ, જપે છે. તેમ કરતાં સાથેજ મૃત્યુ આવ્યું અને બે વિમાન આવ્યાં. ઊર્ધ્વગતિ થઇ, ચાલી. બેહુ ઘણી પ્રસન્ન થઇ કે ગુરૂએ તારી. વાહ વાહ! સ્વામિ મહારાજ! ઊંચે ગયાં છે ત્યા વાત કરે છે કે હવે કામ તો થઇ ગયું. એક જણી બીજીને પુછે છે કે, હવે કહેને, કે શું મંત્ર હતો? પેલી કહે, તું કહે. તે બોલી કે, મને **रा** કહેલો. બીજી બોલી કે મને **ड** કહેલું. તરત બેહુ ચમકીને બોલી કે,બાવાએ કપટ કીધું. એતો **रांड** બતાવ્યું. આ રીતે શ્રદ્ધા છુટી જતાંજ તરત નીચે પડચાં.

**ગુરૂ વચનમાં અશ્રદ્ધાથી અધો ગતિ.**

તાત્પર્ય કે, શ્રદ્ધા દૃઢ જોઇએ, તે સાથે શુદ્ધ પ્રેમ ભક્તિ હોવી જોઇએ. તો પાર પડાય છેજ. ધ્રુની શ્રદ્ધા અને ભક્તિ દૃઢ હતી તો

પ્રભુએ પ્રકટ થઇ દર્શન આપી અવિચળ પદ આપ્યું. ધ્રુએ કહ્યું કે, રાજ વૈભવ વગેરે માયિક ક્ષણિક સુખ–એવી માયાને હું શું કરૂ. ખુદ તમો માયા પતિ મળ્યા પછી, તેજ મૂઢો કે તમારી માયાએ જેને મોહ પમાડેલા છે તેજ, નાશવાન પદાર્થ માગે છે. પ્રભો! મારો ગુરૂ પાકો છે. મારે ઇન્દ્રપદ પણ નથી જોઇતુ. મને તો તે પદ આપો કે, **यद्गत्वानर्निवर्तते तद्धामपरमंमम,** જ્યા ગયા પછી પાછા આવવું પડતુ નથી એવુ તમારૂં પરમ ધામ આપો. પરમાત્મા સર્વત્ર વ્યાપક છે. જેની જેવી શ્રદ્ધા ભક્તિ હોય છે તેને તેજ રીતે ત્યાંજ પ્રકટ થઇ આપે છે.

**ભક્તિનો પ્રભાવ યોગથી વધુ છે.**

જ્ઞાનેશ્વર અને નામદેવ તીર્થયાત્રા કરવા નીકળ્યા. તે મારવાડ તરફ આવ્યા. મધ્યાન્હ થઇ રહેલા છે. બેહુને ઘણીજ તૃષા લાગી છે. એક કુવો દીઠો. ત્યાં ગયા તો નજીક લીલું તૃણ દીઠુ. પાણી પીશુ, એમ કરી બેઠા. દોરી લોટો કાઢયો. મારવાડના કુવા ત્યા દોરી ક્યાં પહોચે! ધોત્યા ફાડયાં, બાંધ્યાં, પણ પોચ્યું નહીં, ત્યારે થાકીને વિચારે છે, કે ત્રપા બહુ લાગી છે. જ્ઞાનેશ્વર તો સર્વ જ્ઞાનિઓમાં મુખ્ય જ્ઞાનરાજ કહેવાય, તેમણે કહ્યું, કે હું કુવામાં જઇ પી આવું. સૂક્ષ્મ રૂપ ધરી પી આવ્યા. નામદેવ ભક્ત હતા. તે કાંઇ એવી રીતના યોગસામર્થ્યવાળા ન હતા, તેથી તેને કહે, કે લોટો લાવો. સૂક્ષ્મ રૂપથીજ ભરી લાવું. નામદેવ કહે, નહિ મહારાજ! તમે લાવીને પાશો, ત્યારે મારો વિઠ્ઠલ શું નહીં પાવા આવે કે?! તરત ભજન કરવા માંડયુ, અને જળ માટે પ્રાર્થના શરૂ કરી. થોડી વારે કુવામાનું પાણી ઊંચું આવ્યું, અને ઉભરાઇ જઇ પ્રવાહ વેહેવા લાગ્યો. નામદેવ ભજન કરે છે, તેની તળેથી પ્રવાહનો રેલો ચાલ્યો, તથી શીતળ લાગ્યુ. તેમણે આંખ ખોલી જોયું, તો પાણી ઉભરાઇ જાય છે. નામદેવ કહે, જ્ઞાનરાજ મહારાજ!

આપ પણ જળપાન કીજીએ. જ્ઞાનદેવ પ્રસન્ન થયા, ભક્તિના પ્રભાવને વખાણ્યો.બેહુ નમ્ર અને શાંત થઇને બેઠા છે, ત્યાં વિઠ્ઠલ પ્રભુ આવ્યા. અને બોલ્યા, કે કેમ નામા! નામદેવે પગે પડી સ્તુતિ કરી માગ્યુ, કે પ્રભો! હવે ત્યારે એમજ કરો, કે આ કુવો આમ ભરેલોજ રહે. "અસ્તુ" કહી પ્રભુ અતરધ્યાન થયા. બેહુ મત આગળ પ્રવાસે ચાલ્યા. તે કુવો આજે પણ ભરેલો રહે છે. તેમાંથી પાણી કાઢવાને દોરી લોટો નથી જોઇતો. તાત્પર્ય, કે યમ, નિયમ, આસન, પ્રાણાયામાદિ યોગ કરતાં ભક્તિનો પ્રભાવ કેવો છે, તે સૂચવે છે.

**ते शवाः पुरूषाः लोके, येषाँ हृदि न केशवः ॥ केशवार्पित चित्तास्तु, केशवा नतु ते शवा ॥** જેના હૃદયમાં અહનિંશ પરમાત્મા કેશવનું ધ્યાન સ્મર્ણ થતું નથી, એવા જેઓ છે, તેઓ આ લોકમાં મુડદાં (શબ) છે; પણ જેઓનાં મન કેશવ પરમાત્માને અર્પણ થયલાં છે, તેઓ તો કેશવ પરમાત્માજ છે, તેઓ શબ (મૃતક-મુડદાં) નથી.

**પ્રભુમા શ્રદ્ધાથી લાભ વિશે.**

એક ગામમાં એક મૂર્ખ બ્રાહ્મણ રહેતો હતો. પુનેમે ૧૫ લાકડી એક ખુણે ભેગી થાય, ત્યારે પડવેથી એક એક લઇ બીજે ખુણે નાખે. તે જોઇ • કઇ તીથી આજે થઇ તે લોક પુછે તેને કહેતો. એક સત આવ્યા જાણી શરણે ગયો. સેવામા રહી ગીત્તા શીખવા માંડી. તેમાં આવ્યુ કે, **अनन्याश्चितयंतो माम् ये जनाः पर्युपासते ॥ तेषां नित्याभि युक्तानां योगक्षेमं वहाम्यहं ॥** આ શ્લોક શિખ્યો કે બીજેજ દહાડે ચાલી નિકળ્યો. ભગવાને કહ્યું તે સાચુ છે, માટે તેનુજ હુતો ચિત્વન કરીશ. એ ત્રણ વરસ વહી ગયાં. પેટ ભરાતુ નથી. કેથે માગતો નથી. છેવટે સમજ્યો કે આ શ્લોક કોઇએ હડસેલી ઘાલ્યો છે, કૃષ્ણનું વચન નથી. તેથી હરતાળ

પીસી તે શ્લોકના મુખપર મારી. તેજ વખતે ભગવાને તુરત વિદ્યાર્થી બની, સુવર્ણ થાળમાં રત્ન ભરી, તેને ઘેર જઇ સ્ત્રીને બુમ પાડી કે, હું ભટજીનો, જેના મુખ પર હરતાળ મારી તે, શિષ્ય છું. તેમણે મોકલ્યું તે તમારે માટે લાવ્યો છું. સ્ત્રી વિચારે છે કે, એના તે વળી શિષ્ય શા ? ! જોઇ ખુશ થઇ ગઇ. મોટો મહેલ બંધાવ્યો ગાડી ઘોડા નોકર ચાકર રાખ્યાં. પેલા ભટજી થાકીને ઘેર ગયા. ઝુંપડી નથી જડતી. સ્ત્રીને મહેલ પર જોઇ ગભરાયો કે ભ્રષ્ટ થઇ પણ તે તો તરત આવી પગે લાગી બોલી કે, તમે કોઇ શિષ્યના મુખ પર હરતાળ મારી છે તે આવીને રત્નો આપી ગયો તેમાંથી આ બધુ થયું છે. બ્રાહ્મણ તો પ્રેમથી રોમાંચ ખડા થવાથી રડી પડીને પ્રભુની ક્ષમા માગી બોલ્યો કે, પ્રભો ! આપે શ્રી કૃષ્ણ રૂપે કહેલું તે ખરૂં છે. સમજીને તેજ શ્લોક રટતો ઘેર રહ્યો. પ્રાણાંતે પ્રભુએ દરશન આપી ઉગાર્યો. માગવામાં ભક્તિજ માગી. તાત્પર્ય કે, નિશ્ચય દ્રઢ હોય તો કાર્ય સિદ્ધ થયુંજ છે એમ જાણો.

દુધમાં ઘી વ્યાપક છે, તલમાં તેલ વ્યાપક છે, પણ હાથ નાખી જોવાથી તે ઘી તેલ મળતુ નથી. ક્રિયા કરવાથી છેવટે મળે છે. તેમ પરમાત્મા સર્વ વ્યાપક છે, તે ઉપાસના રૂપ ક્રિયાથી પ્રકટ થઇ ભક્ત કાર્ય કરે છે જ.

ત્રણ વસ્તુ દુર્લભ છે, તે પરમાત્માના અનુગ્રહથી મળે છે. તે મનુષ્ય પણું, મુમુક્ષુપણું, અને સત્પુરૂષનો આશ્રય. મુમુક્ષુત્વમાં વિવેક વૈરાગ્યાદિ ચાર સાધનની જરૂર છે. તે ચારમાંજ, ઉદારતા, આત્મ નિવેદન ભક્તિ, અને પરોપકારિત્વનો, સમાસ થાય છે.

એક રાજા કાશીની યાત્રા જવા નિકળ્યો, તેણે ઢંઢેરો ફેરવ્યો. રાજાને ખરચે કાશી જવાનું સાંભળી ઘણા

**શ્રદ્ધાથી દાતરડું જ પુંજી હતી તેનાં દાનથી રાજા કરતાં વધ્યો.**

લોક સાથે થયા. તે ભેળો એક ગરીબ કઠીઆરો પોતાની પાસે દાતરડું અને દોરડીના બે બંધ હતા તે પુંજી લઇ નિકળ્યો. કાશીમાં જઇ ગંગા પર રાજાએ સ્નાન કરી સવા લક્ષ રૂપીઆ દાનનો સંકલ્પ કીધો. હજારો બ્રાહ્મણ જમાડયા, તેમને ખૂબ દક્ષણા વસ્ત્રાલંકાર આપ્યા. બીજા ગ્રહસ્થ લોકે પણ પોતપોતાની શક્તિ–ગજા પ્રમાણે દાન પુણ્ય કીધુ. તે જોઇ કઠીઆરો ગદગદ કંઠે થઇ જઇ સ્નાન કરી ગંગાંની પ્રાર્થના કરે છે કે હે માતા! હું શુ પુણ્ય કરૂં, મારી પાસેતો કશું નથી. વળી બોલ્યો કે, હે પ્રભો! "તુને કુચ્છ દિયા નહિં, મે ને કુચ્છ કીયા નહિં, કહો કિસકા અન્યાય," એમ કહી આર્દ્ર હૃદયનો બની જઇ ગંગા કીનારે ખૂબ રડયો. બોલે છે કે, આ પવિત્ર તીર્થને મલીન કરવાને સારૂજ હું આવ્યો; કેવો પાપી છું. હે માતા! તું તારજે. એમ કહેતાં યાદ આવ્યું કે, પાસે દાતરડું દોરડી છે. એક સુજ્ઞ વિદ્વાન ખુણે બેઠો હતો તેની પાસે જઇ નમ્ર ભાવે પ્રાર્થના કરી કે, મારી પાસે કાંઇ નથી, ફક્ત આ દાતરડું ને બે બંધીઆ છે. તે દયા કરીને લઇ મને પાવન કરો. બ્રાહ્મણ વિચાર કરે છે કે લોઢું દાન કરે છે તે નહી લઉં, પણ એની પાસે કશુ નથી, અને શ્રદ્ધા ભક્તિ સાચી છે. તે જોઇ બ્રાહ્મણ કહે, ભાઇ! રાજા દાને, અને પ્રજા સ્નાને (પવિત્ર થાય છે.) ફીકર નહી. બીજે જન્મે બહુ સુખી થશો. કઠિયારો કહે, મારે તો બીજા જનમની પણ અપેક્ષા નથી, આટલું લો. બ્રાહ્મણ કહે, વાહ વાહ! ખરો છે. ઠીક. બ્રાહ્મણે દાન લીધું. બ્રાહ્મણ કહે, આ લોઢાનું દાન તમે કર્યુ તે લેવાથી મારૂ પાપ તો ગંગાની કૃપાથી બળી જશે, પણ તેં તો ત્હારૂ સર્વસ્વ આપ્યુ છે તેથી તને ઉત્તમ ફળ મળજો. પછી બધો સંગ ઘર તરફ જવા નિકળ્યો ત્યાં રસ્તે બધા લોકો રાજાનાં દાન પુણ્યનાં વખાણ કરી રહ્યા છે તે સાં-

ભળી રાજા ફુલાય ( પ્રસન્ન થાય ) છે. કઠીયારાના પુણ્ય પ્રભાવથી બધા સંગના માથા ઉપર છત્ર રૂપે મેઘાડમર થઇ રહેલુ છે તેથી સખ્ત તાપ તડકો કોઇને બાધ કરતો નથી. કઠીઆરો એક મુકામે રસ્તે ઝાડ તળે પડેલો તેને તાવ આવેલો, તેને ત્યાં રહેવા દઈ બીજા બધા લોકો તો ઉપડી ગયા. ત્યારેતો છત્ર જણાયુ નહિં અને સખ્ત તાપ લાગવા માડયો. તે જોઇ કોઈ કહે, પુણ્ય પરવાર્યું કોઇ કહે કોઇ રહી ગયો, વગેરે. તપાસ માટે માણસ મોકલ્યો. કઠીયારો પણ તાવ ઉતરવાથી ઉઠીને ચાલ્યો આવે છે, તે પેલા સીપાઇને સામો મળ્યો. કઠીઆરાને માથે છત્ર છે. એવુ આવે છે, તેને દૂરથી જોઇ એક બ્રાહ્મણ રાજાને કહે છે કે, રાજાજી! મેઘાડમરનું છત્ર આપના પુણ્યથી નહી હતું પણ પેલા કઠીયારાનાં પુણ્યથી છે, તે પ્રત્યક્ષ જોઇ લો. રાજા ગુસ્સે થયો કે, શુ ! મારાં પુણ્ય આગળ તે કઠીઆરાનુ તે પુણ્ય શુ અને વાત શી? બ્રાહ્મણ તો તેજ ખરો, કે જે સત્ય હોય તે કહી દે. રાજા જાણી ખોટી ખુશામત કરી ખોટી ઉપમા આપીને લોભ વશ રહે છે તે ખરો બ્રાહ્મણ નહીં કહેવાય. પછી ગમે તેમ થાય, ખરૂજ કહે છે. પેલા એને માથે છત્ર હતું તે એ આવી પહોંચતાં બધા સંગને માથે બની રહેલુ જોઈ, બ્રાહ્મણ કહે, જુવો રાજા, આ કોનાં પુણ્યથી છે? રાજા ખુશ થયો. બ્રાહ્મણને ઇનામ દક્ષણા આપી પ્રસન્ન કીધો. કઠીયારાને પુછ્યું કે તે શું પુણ્ય કીધુ ? તે બોલ્યો, "કશુ નહીં, બાપજી. દાતરડું દોરડી માત્ર પાસે હતું તે આપી દીધુ. મારૂ જીવન એજ હતું. તમે તો લાખો રૂપીઆ આપ્યા, ત્યાં હુ તે શામા" પેલો બ્રાહ્મણ કહે, રાજા ! ત્રણ લાખની ગાદી છે તેમા એક લાખ ખરચ્યા તે સર્વસ્વ ન કહેવાય. અને એણે તો, હવે કાલે ઘાસ શા વડે કાપીશ, તેનો વિચાર ન કરતાં આત્મભોગ આપ્યો છે.

તમે આવ્યા ત્યારે શુ લાવ્યા હતા ? પ્રારબ્ધવશાત્ આવી મળ્યુ તે ભોગવવુ છે, તો પરમેશ્વર ઉપર આધાર રાખી અવશેષ પ્રારબ્ધ ભોગવો.

શુદ્ધ પ્રેમ અને સાચી શ્રદ્ધાથી અભિમાન વૃત્તિને ડાબી દઇ એકાગ્રતાથી અલ્પકાળ પણ પ્રભુનુ સ્મરણ ચિંત્વન ધ્યાન પૂજા વદન થાય, તો પણ તે મહત્ફલ આપે છે.

મુક્તા (મોતી) છે તે ગુણ એટલે દોરામાં પ્રોવાયલાં હોય તોજ કંઠમાં શોભે છે, તેમ મુક્ત–જ્ઞાની સતો પણ હરિગુણ કીર્તનરૂપ દોરામાં પ્રોવાયલા હોય તો અર્થાત્ પ્રભુ ભજનથી શોભે છે.

દોરી જેવા સાધારણ ગુણથી પણ તુચ્છ એવા પતંગને વિષ્ણુ પદમાં (આકાશમાં) ગતિ મળી, તો આપણે પણ હરિગુણનો આશ્રય કરીશું તો આપણી પણ વિષ્ણુ પદમાં (ઊર્ધ્વ) ગતિ થશે, અને સૂર્ય મંડળ ભેદીને બ્રહ્મ લોકમાં જઇ શકીશુ. એવા ભક્ત થઇશું તો લોકોની દ્રષ્ટિ આપણા તરફ ખેચાશે.

**अंतस्तिमिर नाशाय शाब्दबोधो निरर्थकः** ॥ અંતરનું અજ્ઞાન (તમ) નાશ થવાને શબ્દ માત્રથી થયલો બોધ નકામો છે. જેમ "દીવો સળગાવો" એટલુ બોલ્યાજ કરવાથી–વાત કરેથી અંધારૂ જતું નથી, પણ શ્રમ લઇને તે પ્રત્યક્ષ સળગાવો તોજ અંધકાર જાય છે.

**ગુરૂ નેતા છે.** આંધળો ધીમે ધીમે ચાલે છે તેની સાથે તેને દોરનાર દેખતાએ પણ ધીમેથી ચાલવુ પડે છે. તેમ નહીં તો આંધળો પડી જાય, તેમ અંધ તુલ્ય અજ્ઞાન બાળક (શિષ્ય) માટે ગુરૂએ કરવું પડે છે.

**અવિદ્યાથી અવિદ્યાનો નાશ.** અનેક પ્રકારની વિદ્યા કહેવાય છે ખરી, પણ વાસ્તવે તો તે બધી અવિદ્યાજ છે. સ્વપ્નના રોગ માટે સ્વપ્નનોજ વૈદ કામ આવે છે. અવિદ્યાના નાશ માટે જે વિદ્યા છે તે પણ અવિદ્યાજ છે, પણ તે અવિદ્યા વડેજ તે અવિદ્યાનો નાશ થઇ શકે છે. કાંટાથીજ પગમાં ભાંગેલો કાંટો કાઢી શકાય છે, પછી

તે સાધનરૂપ કાંટો પણ નકામો હોવાથી ફેંકી દેવાય છે,

પ્રભુ કહે છે કે,–હમ ભક્તનકે ભક્ત હમારે,–હમ૦ જો મેરા ભક્તકા દ્રૂપ કરે, સોહિ જાનુ મૈ વૈરી હમારે—

**ભક્ત મહિમા.** હમ૦ અર્થાત્, પ્રભુ કહે, મારા ઉપર વિરોધ કરે તે હું કદી સહન કરૂં, પણ ભક્ત સાથે કોઇ દ્રૂપ કરે તે હું સહન કરી શકતો નથી. તેને હુ મારોજ શત્રુ માનું છુ.

દુર્યોધનાદિ દુર્જનો કે જેઓ, મહામોહ રૂપ અંધ ધૃતરાષ્ટ્ર-ના કામ, ક્રોધ, લોભ, મોહ, મદાદિરૂપ પુત્રો હતા તેમણે પાંડવને લાક્ષાગ્રહમાં બાળી મુકવા પ્રપચ્ય કરેલો, તેમાંથી મુક્ત થવાને કૃષ્ણ કૃપાથી વિદુરને પ્રેરણા થવાથી ગુપ્ત માર્ગ કરવા યુક્તિ–તજવીજ ક-રેલી, તે દ્વારા ગગા કીનારે લાવી મૂકી ગગા પાર ઉતારવા સાધન કરેલુ, તેમ શરીર છે તે પણ લાખના ભૂવન જેવુંજ ક્ષણમાં સળ-ગી જાય તેવું છે એટલે પ્રાણ રહિત ક્ષણમાં

**સદ્ધર્મરૂપ ગુપ્ત માર્ગ.** થઇ જાય છે તેથી તેનાથી એટલે પુનઃ જ-ન્મ મર્ણથી મુક્ત થવાને સદ્ધર્મરૂપ ગુપ્ત મા-ર્ગ તઇઆર રાખવો અને તે દ્વારા પ્રથમ બહાર નિકળવું. (અહંમમત્વ પૂર્વક સ્થાપેલી આસક્તિ છોડી દેવી.) પછી પાપ રહિત થઇ જ્ઞાનરૂપ ગગાને પામી ગુરૂ કર્ણધાર પાસે વિદ્યારૂપ નૌકામાં બેસી સસાર મહા નદી પાર જવું. પરંતુ પ્રથમ બહાર નિકળો ત્યારે બને. સંસારાસક્ત બની અટકી રહો તો ફુંકાઈ જવુ પડેજ, એટલે ભવાટવિ છુટે નહીં, માટે મોહ છોડી નિકળી ન્હાસો. એટલે, સત્સગ સેવી, દેહાત્મ ભાવ પલટાવી (ઉલટાવી) નાખી, સર્વ કામના (ઇચ્છા માત્ર)થી રહિત બન્યા રહી, સચ્ચિદાનંદ ઘન નિજ આત્મ સ્વરૂપમાં સ્થિતિ કરી રહેશો તો દેહાન્તે પુનરાવૃત્તિ રહિત મોક્ષ અથવા વિદેહ કૈવલ્યને પામશો.

**इति शिवम् ॥ ॐ तत्सत्.**

# શ્રી જ્ઞાન સૂર્યોદય.

## ઉપાસના પ્રકરણ.




## કાર સ્વરૂપ દર્શન

આ તત્વસારરૂપ દિવ્ય ગ્રંથના પ્રારંભે શિષ્ટ સંપ્રદાયાનુસાર પુનઃ નમસ્કારાત્મક મંગલાચરણ કરીને ગ્રથનો આરંભ કરાય છે.

**नमस्तस्मै गणेशाय, ब्रह्मविद्या प्रदायिने ॥**
**यस्यागस्त्यायते नाम विघ्न सागर शोषणे ॥ १॥**

**ॐकारश्चाथ शब्दश्च द्वावेतौ ब्रह्मणः पुरा ॥**
**कंठंभित्वा विनिर्यातौ, तस्मान्मांगलिकावुभौ ॥ १॥**

**हरिः ॐ शान्तिरस्तु ॥ शिवमस्तु ॥ अथारंभः ॥**
**ॐ पूर्णमदः पूर्णमिदं पुर्णात्पुर्णमुदच्यते ॥**
**पुर्णस्य पुर्णमादाय पुर्णमेवाव शिष्यते ॥ ॐशांति ३॥**

વેદ, શાસ્ત્ર, પુરાણુ, દર્શન, સ્મૃતિ, સૂત્ર, ભારત, ભાગવત્, રામાયણુ, યોગવાસિષ્ઠ, ઉપનિષદો, ગીતા, વગેરેમાં **एकमेवाद्वितीयं** એવા

સચ્ચિદાનંદ એકરસ પરબ્રહ્મસ્વરૂપ આત્માનું પ્રતિપાદન છે. તે વેદ, સૂત્ર, ઉપનિષદો, ગીતા, વગેરે સર્વનુ ગુપ્ત રહસ્ય (હૃદય-તત્વ) સ્વય પ્રકાશ તત્સત્ આનંદઘન પરમાત્માનું અખંડ અસ્તિત્વ છે. તેનુ સ્વરૂપ નિર્વિકાર શુદ્ધ જ્ઞાનમય આનંદઘન છે. એવા તે પરમાત્માને જાણવા જોવાની જિજ્ઞાસાથી કોઇ સુજ્ઞ જિજ્ઞાસુ સાત્વિક શ્રદ્ધાયુકત પ્રેમપૂર્વક પ્રશ્ન કરે (પુછે) કે, તે પરમાત્માદેવને (અપરોક્ષપણે હમને) બતાવો; તો, તેવા દૈવી સંપત્તિ વિભૂષિત સુજ્ઞ અધિકારી વીર વ્યકિત રત્નને માટે (તેવા સુજ્ઞ સત્પાત્ર જિજ્ઞાસુને ઉદ્દેશીને) તે સદગુરૂ પરમાત્મ તત્વ સ્વરૂપાભિન્ન મહાપુરૂષો અને સચ્છાસ્ત્રો, સત્ય મધુર અને પ્રીય એવી ગિરા ગંગાથી શાતિનું ભાન કરાવતા રહી, અભયપ્રદાન કરવાને પરમ કૃપાપૂર્ણ દ્રષ્ટિથી, શ્રદ્ધાયુકત પ્રેમપૂર્ણ શ્રોતાને, સપૂર્ણ કૃત્યકૃત્યતા પ્રાપ્ત કરવા સપ્રેમ પ્રવૃત થઇ કહે છે.—

**अद्रश्यमचित्यमव्यक्तरूपं** ।. એવા અદ્રશ્ય અરૂપ, અચિંત્ય, દ્રશ્યથીપર, મનવાણીથીપર, અવ્યક્ત છે તે મનવાણીનો વિષય થઈ શકે તેમ નથી તો પછી દ્રષ્ટિનો વિષય કેવી રીતે હોઇ શકે ?! નહીજ થાય. અથવા, તુ પોતેજ તે આત્મા છે એવા તને, તારા આત્માથી ભિન્ન વસ્તુ તરીકે શી રીતે બતાવાય ?! **अयमात्मा ब्रह्म.** એ આત્મા બ્રહ્મ છે. એમ શ્રુતિમાતા પ્રત્યક્ષ બતાવે છે. જેમ કોઇએ કહ્યુ કે, પેટમાં દુખે છે. તેથી સમજાય છે કે, દુખણાનુ અસ્તિત્વ છે, પણ દેખાતુ નથી; તો **यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह ..** એવું સ્વરૂપ શી રીતે બતાવી શકાય ?! તેથી અભિમાન ગલિત થઈ **सर्वंखल्वि दंब्रह्म नेहनानास्तिकिंचन** ।। એવી બ્રહ્મ દૃષ્ટિ સર્વત્ર બની રહે છે.

**ईशावास्यमिदं सर्वं यत्किंचजगत्यां जगत्** ।।
**ॐ मित्येत्तदक्षरमिदं सर्वं** ।।

સર્વ ઈશ પરમાત્માથીજ પૂર્ણ છે અથવા સર્વત્ર સર્વ રામહિ રામજ છે. તેમાં અન્ય કોઇનુ કઇપણ ભિન્ન અસ્તિત્વ છેજ નહિ, એમ છે તો પણ જિજ્ઞાસુને તેનું ભાન થવા શ્રુતિયુક્તિ અનુભવથી પ્રકારાંતરે કહેવુ ઉચિત વિચારી કહેવાય છે.

ૐ છે તેજ આ સર્વ છે. તે વિષે ઉપ વ્યાખ્યાન જાણવા યોગ્ય છે.

ઘરમાં કોઇ ચાંડાલને આવવા નથી દેતુ, તો દેવના મંદિરમાં કોઇ પેસવા દેશે ખરો કે? નહીંજ. તેમ મહા નગર જેવાં શરીર રૂપ ભવ્ય દેવાલયમાં હૃદય રૂપ અંતર મંદિર છે તેમાં તે સાક્ષી ચેતન દેવની સ્થાપના છે, ત્યાં કામ, ક્રોધ લોભ મોહ મદાદિ ચાંડાલો પેસીજાય તો મંદીર અભડાઇ જઇ અપવિત્ર થાય છે (હૃદય મલીન–કલુષિત થાય છે.) તેથી તેવા દુષ્ટોનો સ્પર્શ નહિં હોય–તેમની છાયાં પણ ન ન લેવાય તોજ મંદિર શોભે છે અને પવિત્ર રહે છે. માટે હૃદય મં-મંદીરને, અહિંસા દયા, ક્ષમા, સંતોષ વિવેક શાંતિ વૈરાગ્ય જ્ઞાન, પ્રેમ શ્રદ્ધા વગેરે દૈવી સંપત્તિથી વિભૂષિત કરી, તેની નિર્મળતા સરળતા અને શોભા જેમ બને તેમ વધારવાથી સમર્થ શ્રી હરિગુરૂની કૃપા થાય છે. પરમ તત્વ રૂપ દેવ છે તે મન વાણીથી કહી શકાય તેમ નથી; અર્થાત, કોઇ શબ્દ કે અક્ષર તે કહેવા માટે નથી. નાદ રૂપ કે ઘાટ કશું નથી. તેથી જાણે આ ભવાટવિરૂપ ભવ્ય જંગલમાં ઉભા છીએ, અને સ્તુતિ પ્રાર્થના કરીને પોકારીએ છીએ કે, હે પ્રભો! હે પરમાત્મન્! આપ અરૂપ છતાં હમો આપને જોઇ શકીએ, એવી કૃપારૂપ શીતળતાની વૃષ્ટિ કરો.

બે પ્રકારથી સ્વરૂપ પ્રાપ્તિ થાય છે. નિર્ગુણ અને સગુણ. એક પુરુષનાં બે નામ છે. ભગવાન અને વાસુદેવ. વાસુદેવ કહેશો તો પણ તે એજ ભગવાન છે, અને ભગવાન કહેશો તો પણ તે વાસુદેવજ છે. સ્વરૂપ એકજ–વસ્તુ એકજ. ફક્ત નામ જુદાં છે.

તે રીતે તે દેવને નિર્ગુણ કહો અગર સગુણ કહો; અગર બેહુ નામ કાઢી નાખો તો પણ પરમાત્માજ રહેશે—છેજ. બેનુ નામ બે વિદ્યા છે. **द्वे विद्ये वेदितव्येहि शब्द ब्रह्म परंचयत् ॥** બે વિદ્યાજ જાણવા યોગ્ય છે. શબ્દ બ્રહ્મ અને પરબ્રહ્મ. નિર્ગુણને પરબ્રહ્મ કહે છે, અને સગુણને શબ્દ બ્રહ્મ કહે છે. તે નિર્ગુણ સગુણ નામની બેહુ કલ્પનાથી પરતત્વમાં વિદ્યા વગેરે કાંઈ કહેવાતુંજ નથી. મનવાણીથી રહિત તત્વનુ નામ નિર્ગુણ, અને તેનુજ નામ સગુણ છે.

નિર્ગુણ / સગુણ } પરમાત્મા.

એવા મનવાણીથી રહિત પરમાત્માને તમે નિર્ગુણ સગુણ નામ શી રીતે આપી શકયા ? ઓળખવા માટે. ઓળખવાની નિશાની—સંજ્ઞા—પ્રતિક રૂપે કલ્પીને આપ્યાં છે. વેદ ભગવાને એધાણી આપી કે કાંઇક નિર્ગુણની લક્ષણાથી જાણ, અને કાંઇક સગુણની લક્ષણાથી જાણ. જેમ, આપણે કહીએ છીએ કે પેલા વૃદ્ધ, તાળ પડી ગયલા, બ્રહ્મ તેજવાળા પ્રસન્ન વદન શ્વેતવાળવાળા છે, તેજ તે મહા પુરુષ છે. એવી રીતે ઓળખવાની સંજ્ઞા છે. એમ નામ વિનાની ઓળખાણ વેદમાં આપી છે કે, **तस्यवाचकः प्रणवः तदुपास्यं ॥** તે પરમાત્માનો વાચક પ્રણવ (ૐ) છે, તે ઉપાસના કરવા યોગ્ય છે. પરમાત્માનાં નામનો જપ કરવો તે સાથે તે નામી (નામવાળા) નુ ધ્યાન સ્થિર અને શાન્ત નિર્મળ મનથી કરવાનું છે. તેથી નામીનો અપરોક્ષ થાય છે. તે પ્રભુનું નામ હરકોઈ મનુષ્ય સાત્વિક શ્રદ્ધા યુકત શુદ્ધ પ્રેમથી જપી શકે છે. ૐ એ તે પરમાત્માનું એકાક્ષર નામ છે. તેને એકાક્ષર બ્રહ્મ કહે છે (ગીતા જુવો) તેજ રીતે રામ, કૃષ્ણ, હરિ, હર, શિવ, વિષ્ણુ, ગુરૂ, દત્ત, વગેરે દ્વિઅક્ષર બ્રહ્મ છે. ગોવિન્દ, માધવ, મુકુંદ, શંકર, ગોપાળ, વગેરે

ત્રિઅક્ષર બ્રહ્મ છે. નારાયણ, વાસુદેવ, ભગવાન, મહાદેવ, રમાધવ, ઉમાધવ, મૃત્યુંજય, જગદીશ, વિશ્વનાથ, સિદ્ધેશ્વર, પૂર્ણેશ્વર, વગેરે ચાર અક્ષર બ્રહ્મ છે. પુરૂષોત્તમ, પરમેશ્વર, જગદીશ્વર, ૐકારેશ્વર, વગેરે પચાક્ષર બ્રહ્મ છે, મહાંકાળેશ્વર, વગેરે ષડાક્ષર બ્રહ્મ છે. તે વગેરે અનેક નામો છે. તે એકાક્ષર બ્રહ્મ (ૐ) નામથી અનેકાક્ષર બ્રહ્મ સુધીનાં નામોમાંથી ગમે તે નામનો જપ, ઉપર કહ્યા પ્રમાણે, કરવાથી તે પ્રભુ (દેવ) નો સાક્ષાત્કાર થાય છે. વ્યાખ્યાનકાર, સતો. આચાર્ય, વગેરે કહે છે કે, ચારે વર્ણના સ્ત્રી પુરૂષોએ ભસ્મ રુદ્રાક્ષ તુલસી ગોપીચદન અગ ઉપર ધારણ કરીને શુદ્ધ પ્રેમ યુકત સાચી શ્રદ્ધાથી નિઃશક બનીને ૐ, રામ, શિવ, કૃષ્ણ, ગોવિદ, નારાયણ, વગેરે નામનો જપ (ધ્યાન પૂર્વક) કરવો તેનાથી પાપ માત્ર બળી જઇ જ્ઞાન થતાં પરમપદરૂપ મોક્ષ પ્રાપ્ત થશે. માટે ૐ ની ઉપાસના કરવી. ચિત્તવૃત્તિનો નિરોધ થવો તે યોગ કહેવાય છે. ઉપાસના કરનાર યોગીએ નિદા, અપમાન વગેરેથી ખેદ પામી પાછાં હઠવાનુ નથી, કેમકે જેમ જેમ નિદા થાય, અપમાન થાય, તેમ તેમ ચિત્તમાનો મળ વિક્ષેપરૂપ ધુળ કચરો ધોવાઇ જવાનો લાભ મળે છે. તે સહન શક્તિની કસોટી છે. તેજ યોગીઓનુ ભુષણ હોવાથી શોભાપ્રદ છે.

**तस्य** તેનો, એટલે, નિર્ગુણનો કહો, સગુણનો કહો, અગર પરમાત્માનો કહો **वाचकः** પ્રતીક–સજ્ઞા–**प्रणव** ૐ. હમે કાંઇપણ વર્ણન કરવા સમર્થ નથી, પણ સમુદ્રમાં ચકલી ચાંચ બોળે છે તદ્વત્ એક અક્ષરમાં કહીએ છીએ કે, એ પરમાત્માનું નામ ૐ છે. એ સજ્ઞા છે. અગ્રેજીમાં પણ વિદ્વાનો લખી ગયા છે કે, Om is the initial of Cod ૐ છે તે શ્રી પરમેશ્વરની સહીનુ નિશાન છે.

શરીરનાં ભૌતિક વગેરે બીજાં બધાં તત્વોમાં ઉંચામાં ઉંચું તત્વ બુદ્ધિ છે, તેની નીચે મન છે, તેની નીચે ચિત્ત છે, તેની

નીચે અહંકાર છે. તે અહંકારની નીચે તેની તમોગુણરૂપ શાખામાંથી આકાશ, તે નભ નીચે વાયુ, તે નીચે તેજ, તે નીચે જળ, તે નીચે પૃથ્વી છે. હવે એ પૃથિવ્યાદિ ભૂતોનાં કાર્યરૂપ શરીરમાં અહમમત્વ માનનારા–અજ્ઞાનરૂપ આવર્ણથી પોતાનાં સત્ય સ્વરૂપને નહીં જાણનારા મિથ્યાભિમાની જનો ! વિચાર કરો કે તે પૃથ્વી તત્વથી બુદ્ધિ તત્વ કેટલે દૂર છે ? ! તે બુદ્ધિ જાડય સ્વરૂપ છે, તે વૃદ્ધાવસ્થાની માફક તદન શીથીળ–અવિદ્યા (અજ્ઞાન) મય છે. એ બુદ્ધિથી પરે મહત્તત્વ છે તે બુદ્ધિનુ તત્વ છે. જેમ માખણનું તત્વ ઘી કહેવાય છે તેમ છે. તેથી પેલી વૃદ્ધા–જાડય કરતાં સૂક્ષ્મ છે, તો પણ જાડય તો છે. તે ઉપર અવ્યકત તત્વ છે, એટલે, અતિ સૂક્ષ્મ બુદ્ધિ. તેથી વિશેષ ખુલાસે પુનઃ કહીએ તો, બુદ્ધિ–વૃદ્ધા–જાડય તે પ્રથમ કહી તે, મહત્તત્વ તે યુવાન, અને અવ્યકત તે બાળક, એમ સમજો. એકજ વિષય (વ્યવહાર) ને તે ત્રણે પકડી રહેલી છે. બાળકીમાં બીજ છે. કામ ક્રોધાદિ વ્યવહાર બીજ છે પણ તેમાં સ્થૂળ ભાવ બંધાયા નથી તેથી સૂક્ષ્મ છે. એ અવ્યકત (બાળકી) પ્રપચનું મૂળ છે, પણ તે પ્રપંચ વૃક્ષનું દર્શન તે બાળકીમાં નથી. યૌવનમાં તે દર્શન થાય અને વૃદ્ધામાં શાખા પત્ર પુલ ફળાદિ ફેલાઇ જાય. તે અવ્યકતનુ અધિષ્ઠાન ૐ છે. જે સત્ય વસ્તુ તે અધિષ્ઠાન છે, અને તેમાં અધ્યારોપ કરાય તેને અધ્યસ્ત કહે છે. બ્રાહ્મણ હોવા છતાં તેનામાં શૂદ્રની કલ્પના કરવી, તે અધ્યારોપ અથવા અધ્યસ્ત કહેવાય છે. તે પરમાત્મા જેને નિર્ગુણ તથા સગુણ કહી ગયા, તેનેજ અમૂર્ત (નિર્ગુણને), અને (સગુણને) મૂર્ત કહે છે. **द्वावेव ब्रह्मणो रूपे, मूर्तं चामूर्तच इति ॥** ઓળખવાને સારૂ આરોપીને કહેલુ એ બધું વાણીના વિલાસ માત્ર છે.

## પરબ્રહ્મ પરમાત્મા

ૐ

નિર્ગુણ—સગુણ

અમૂર્ત—મૂર્ત

નિરૂપાધિક—સોપાધિક

દ્વૈતાદ્વૈત રહિત (નિર્વાણ)–એક (અક્ષર)

ત્રિકાલાતીત—મહાકાળ

તે પ્રભુ મન વાણીથી અપ્રાપ્ય હોવાથી તેનુ ધ્યાન શી રીતે કરવું ? કેમકે ધર્મ અર્થ કામ, એ ત્રણમાં તો કદી જરૂર ન પડે, પણ મોક્ષ માટે તો પરમાત્માને જાણવાની અપેક્ષા છેજ. તેથીજ તેનો વાચક પ્રણવ ૐ એમ વેદે કહ્યુ છે. એ ૐ નેજ નિર્ગુણ સગુણ અથવા અમૂર્ત અને મૂર્ત કહ્યું છે. નિર્ગુણ છે તે અક્ષર પદથી રહિત ત્રિકાલાબાધ્ય નિરૂપાધિ છે, અને ઉપાધિવાળું પણ એજ ૐ રુપ નિર્ગુણ તત્વ છે. તત્વજ્ઞાન થયેથી સ્વયં ૐ થઇને રહે છે. સગુણ છે તે એક, અક્ષરરૂપ કહેવાય છે, ત્યારે નિર્ગુણ છે તે અનંત અને અક્ષરાતીત કહેવાય છે. બેઉ લક્ષણા ઉડાવી દેતાં પરમતત્વમાં સ્થિત થવાય છે. ૐ માં નિર્ગુણ સગુણ બંને શબ્દોનો સમાવેશ છે. વસ્તુ એકજ, પણ એક છેડેથી બીજે છેડે આવવા જેવો માત્ર ફેર છે. પાઘડી કે ટોપી પેહેરી, તેથી પાઘડી ટોપી રૂપ ઉપાધિવાળો તે સગુણ અને તે ઉપાધિ વગરનો તે વખતે નિર્ગુણ, પણ પુરૂષ તો તેનો તેજ. પણ નિર્ગુણ કયારે કહેવાય ? જીવત્વથી તમે જોઇ રહયા છો તે આ જગત જેવાં અનંત કોટિ જગતને, પરમાત્મામાં કોઇ કાળે નથીજ, એવી દૃષ્ટિ થાય, તે કેવળ નિરૂપાધિક સ્વરૂપનો અનુભવ થાય તે વખતે; અને જેમાં અનંત બ્રહ્માંડ ઉપજે, દેખાય, લય પામે, એવાં વિશેષણાત્મક તે સગુણ છે. રાણી અને નોકર વગરનો

રાજા એકાંત મેહેલમાં સુતો છે, એ એક કાળ, અને એજ રાજા બીજે દહાડે દશેરાની સ્વારીમાં દસ હજાર ઘોડા રથ હાથી સાથે નિકળ્યો છે. તે પણ એજ રાજા. સાંજે પાછુ લશ્કર બધું સઉ સઉને ઠેકાણે. તે એજ સગુણ, તેજ એ નિગુણ ૐ પરમાત્મા છે. પરમાત્માનું સ્વરૂપ બતાવતાં વેદમાં **नेति नेति** કહ્યુ, તે નિર્ગુણનુ વર્ણન કીધું છે. નેતિ નેતિ કહેવાથી તેને શૂન્યત્વ પ્રાપ્ત થતુ નથી.

એવા પ્રભુને શ્રદ્ધા ભકિત યુકત પ્રેમ સહિત ધ્યાનથી જાણો. **न कर्मणा न प्रजया न धनेन अमृतत्वमानशु** પ્રજા, કર્મ કે ધને કરીને અમૃતત્વ (મોક્ષ) પામી શકાય તેમ નથી. ત્યારે શું સંધ્યા વદન નહિં કરવુ ? જરૂર કરવુ જોઇએ. **अहरहः संध्यामुपासीत** શ્રુતિ કહે છે કે. દરરોજ સંધ્યા કરવી. શામાટે ? અતઃકરણમા રહેલામળરૂપ દોષ (પાપ)નો નાશ થવા માટે. પુણ્ય કર્મ કામનાથી કરનારને સ્વર્ગાદિપ્રાપ્તિનો સંભવ છે, પણ કામના રહિત જે કરે છે તેમાં અત.કરણનાં મળદોષ (પાપ) નાશ પામે છે. કર્મથી એટલે સંધ્યા પૂજા, અતિથી સત્કાર, ગુરૂ અને માતા પિતાની સેવા, વગેરે પુણ્ય કર્મ અથવા કર્તવ્ય શુભ કર્મથી સાક્ષાત મોક્ષ થતો નથી, પણ ચિત્તની શુદ્ધિદ્વારા મોક્ષનું કારણ છે, અર્થાત પરપરાએ કારણ છે. માટે બ્રહ્માર્પણ બુધ્ધિથી કર્તૃત્વ ભોકતૃત્વનુ અભિમાન છોડી દઇ કર્મ કરવા. તેથી કર્મ ઉડી જઇ, પાપનો નાશ થવાથી ચિત્ત શુધ્ધિ થઇ, જ્ઞાનનો અધિકાર આવશે કેમકે **ज्ञानादेव हि मुक्तिस्यात् नान्यथा विरवंदिनी** જ્ઞાનથીજ મોક્ષ છે, હે વીર લોકોએ વદન કરવા યોગ્ય ગાર્ગિ ! બીજા કોઇપણ ઉપાયથી મોક્ષ થતો નથી. એવી રીતે મુનિયાજ્ઞવલ્કયે ગાર્ગીને તથા પોતાનાં પત્નિ મૈત્રેયીને કહેલુ છે. તે શ્રુતિ જેવી બીજી શ્રુતિ પણ કહે છે કે **ऋतेज्ञानान्न मुक्तिः** જ્ઞાન વગર મુકિત નથી. માટે પુણ્ય કર્મથી ચિત્તગત મળ-પાપ નિવૃત્ત

થાય છે, અને ચિત્તની એકાગ્રતા પૂર્વક ધ્યાન ધારણા સમાધિ સંયમાદિ ઉપાસનાથી વિક્ષેપદોષ (ચિત્ત ચાંચલ્ય) મટે છે. માટેજ **ओमित्ये काक्षरं ब्रह्मतदक्षरमुपासीत.** અર્થાત્ ॐ એ શબ્દ બ્રહ્મરૂપ એકાક્ષર છે, તેની ઉપાસના કરવી.

પાણીમાં બિંદુઓનુ કુંડાળુ ○ કાડીને માળાનો આકાર કલ્પીલે, તો તેની અંદર બહાર પાણી છે અને બિંદુ અથવા માળા રૂપે પણ પાણીજ છે બીજુ કાંઇજ નથી. **एक मेवा द्वितीयंब्रह्म नेहनानास्तिकिंचन.** તો પૂર્ણ એક અખંડ વ્યાપક બ્રહ્મમાં પ્રકૃતિની જગ્યા ક્યાં? તે પ્રકૃતિ વળી કયાંથી આવી, કે તેને લઇને સગુણ કહેવું પડયું.

વાસ્તવ દૃષ્ટીએ તો પ્રકૃતિ નામની કોઇ પ્રથક વસ્તુનો ઉદ્‌ભવ છેજ નહિ, કેવલ એક અખંડ નિર્ગુણ તત્વજ પૂર્ણ છે, ॐ ને પુરૂષ (અથવા નારાયણ) કહેવામાં આવે, તો ઉત્પત્તિ સ્થિતિ લયના હેતુ વાળી (તેની શક્તિરૂપ) પ્રકૃતિને લઇને-તે પ્રકૃતિની અપેક્ષાથી તે પુરૂષ કહેવાય છે, અને એ ॐ પુરૂષની અપેક્ષાથી તે (શકિત) પ્રકૃતિ કહેવાય છે. એ પ્રકૃતિનો લય ॐ પુરૂષમાં છે. જળની છાંયા જેમ જળમાં સમાયલી છે તેની માફક પ્રકૃતિ છે તે પુરૂષમાં સમાયલી છે, ચદ્રની શીતળતા જેમ ચંદ્રમાં, સૂર્યની ઉષ્ણતા જેમ સૂર્યમાં સમાયલી છે, તેમ પુરૂષમાં પ્રકૃતિ સમાયલી છે. સૃષ્ટિના ઉદયકાળે પ્રકૃતિને ખડી કરવી પડે છે. પ્રકૃતિનો ઉદય અવિચાર સિધ્ધ છે. બ્રહ્મમાં વાસ્તવે ઘટતોજ નથી. જગતરૂપ મોટુ તાબુત ડુબાડવાને પ્રકૃતિ રૂપ મોટું તળાવ છે. અને તે પ્રકૃતિ ॐ પુરૂષમાં સમાય છે. અદ્વૈત બ્રહ્મ દૃષ્ટિ સિદ્ધ ન હોય તે કાળે જગત, પ્રકૃતિ, વગેરે ભાસે છે. તે કદળી ગર્ભવત્ કહ્યું છે, કેમકે કેળનો ગર્ભ હોતોજ નથી, પણ કેળમાં પાંત્રાનાંજ પડ ઠેઠ સુધી નિકળ્યા કરે છે. કદળીમાં ગર્ભ હોય, તો ॐ પુરૂષમાં પ્રકૃતિ સાચી-

ભિન્ન હોય. પ્રકૃતિ નામની કલ્પનાને લઇને પુરૂપ નામ કર્યું. ૐને વિશે પ્રકૃતિ, એવી કલ્પના, અને પ્રકૃતિમાં બધુ જગત, એ પણ કલ્પના. આ જગત આપણો સ્વપ્ન કાળ છે, તે સ્વપ્નુ રહેશે ત્યાં-સુધી સાચું ભાસશે. સ્વરૂપમાં જાગ્રતિ થતાં. તે સ્વપ્ન જુઠું સમજાશે.

જીવરૂપ તાબુતને બુરાડવા સગુણને તળાવ કલપ્યુ. તે જીવ ભાવ બુડી ગયેથી, અર્થાત્ અનંત બ્રહ્મમાં જીવત્વ ડુબાવેથી બધું બ્રહ્મજળમય થશે, પ્રકૃતિને આ જગતનુ ઉપાદાન કારણ કહે છે, અને પુરૂષને નિમિ-ત કારણ કહે છે. માટી અને કુંભાર વડે ઘડો થાય છે. માટીમા ઘડો ન હતો, કુભારમાં પણ ન હતો, પરતુ કુંભારની કલ્પનામાં હતો. ઘડો એવુ તો એક કલ્પિત નામ છે. પ્રકૃતિ જન્ય સર્વ ભોગ્ય છે, અને જીવ ભોકતા છે. તે બેહુ મિથ્યા છે. તથા તે બેના સયોગથી થતો આનદ પણ મિથ્યા છે. સેહેજે ત્રિપુટી મિથ્યા છે.

પરમાત્મા-

| | |
|---|---|
| નિર્ગુણ ——— | ———સગુણ |
| અમૂર્ત | મૂર્ત |
| નિરૂપાધિક | સોપાધિક |
| દ્વૈતાદ્વૈત કલ્પના રહિત | એક—અક્ષર |
| ત્રિકાલાતીત | મહાકાળરૂપ |
| નિરૂત્થાનકાળ | ઉત્થાનકાળ |
| { ઉત્પત્તિ સ્થિતિ, લયના હેતુથી રહિતરૂપ કાળ } | { ઉત્પત્તિ, સ્થિતી, લયના હેતુરૂપકાળ |

નિવૃત્તિ લે, તો તેનો વખત નિર્ગુણ- પ્રવૃત્તિનો વખત સગુણ.

(આપણે હાલ સગુણકાળમાં છીએ પ્રવૃત્તિમાં હોવાથી).

| | |
|---|---|
| નિવૃત્તિ સ્વરૂપ કેવળ-પ્રભુ પરાયણતા સ્વિકારવી તે કાળ | પ્રવૃત્તિ સ્વરૂપ તે. બુદ્ધિ, ઇંદ્રીઓ, તેના દેવતા વગેરે કાંઈ પણ કામ કરતા હોય તે કાળ. |
| રાણી, નોકરો વગર એકલોરાજા સ્વય હોય તેમ પ્રકૃતિ વગર સ્વયં એકલો પુરૂષ હોય તે કાળ. | પ્રકૃતિ અને તેનાં કાર્ય સહિત પુરૂષ (સગુણ, રાણી નોકરો સહિત રાજા હોય તેમ.) |

પુરૂષમાં ભેદ નથી, પુરૂષ તો તે એકજ સિદ્ધ (ચિદાનંદમય) છે. પ્રકૃતિનાં નામો, સ્ત્રી, પ્રધાન, પ્રકૃતિ, માયા, વગેરે છે તે એકજ અર્થસૂચક છે. જગતની ઉત્પત્તિ સ્થિતિ પ્રલયનો હેતુ એજ છે. એક જણ દુધનો પ્યાલો ભરીને જતો હતો. રસ્તેજ તેને પીવાની ઇચ્છા થઇ, તે વખતે કલાલની દુકાન પાસે હતો. પણ તેની કાંઇ તેને ખબર નહી તેથી વિચાર કીધા વગર ત્યાંજ ઉભો રહી પી ગયો. બીજા લોકે તે જોયું અને આંગળી બતાવી કહેતા જાય છે કે, જોયું!!? એણે દારૂ પીધો. એવો મિથ્યા અપવાદ મુકયો. પણ એ બીલકુલ ખોટી વાત છે. તેમ, પ્રકૃતિની અથવા જગતની ઉત્પત્તિની કલ્પના બ્રહ્મમા કરે, તો તે ખોટીજ છે. પુરૂષ એકલો જગત કરતો નથી, તેમ કંઇ સાધન વગર જગત કરાતું નથી. કુભારને પણ ઘટ વગેરે કરવામાં ચક્ર લાકડી વગેરે સાધન જોઇએજ છે. જગતની ઉત્પત્તિ સ્થિતિ લયમા હેતુને માટે પ્રકૃતિ બતાવી છે. વાસ્તવે પ્રકૃતિનો જો સ્વિકાર કરો તો મિથ્યા અહંમમત્વાદિ બંધનથી રહિત થવારૂપ મોક્ષ ઘટે નહિં—જુઠો થઇ પડે. કેમકે પ્રકૃતિમાં વિકારભાવ રહેલો છે. રાજા કચેરીમાં જઈ બેસે છે ત્યારે તે પ્રધાન, કારકુનો, સીપાઇ વગેરે સાથે છે. તે રાણીના મહેલમાં એકલો જાય ત્યાં સુધી રાજાપણું હોવાથી રાજાજ કહેવાય. રાજાની અપેક્ષાથી રાણી, અને રાણીની

અપેક્ષાથી રાજા કહેવાય, પણ એકલો સ્વયં એકાંતમાં ગયો ત્યાં કોનો રાજા?! તે વનમાં એકલો ગરીબ વેશે ઉભો છે ત્યાં કોણ ઓળખે?! સત્તા વગરનો છે તેમ નિરૂપાધિ કાળમા મોક્ષ છે. સઘળી સમૃદ્ધિ રાણી મહેલ ફોજ વગેરે બધું કોની સત્તામાં છે? રાજાની. બધાંએ તે રાજાને આધીન છે, અને બધાં રાજાનોજ હુકમ માને છે. તે બધી ઉપાધિને લઇને રાજા નામ પડયું છે. તેમ પ્રકૃતિ, જગત, વગેરે ઉપાધિને લઇને ॐ પરમાત્માનું નામ સગુણ પડયુ છે. તેની સત્તા તે બધાં પ્રકૃતિ વગેરે તત્વો ઉપર છે–તેના હુકમ–કબજામાં છે. તે બે મળી બધાંને ઉત્પન્ન કરે, પાળે, લય કરે, તે ઉત્પત્તિ વગેરે ત્રણે કામ કરવામાં સગુણ બ્રહ્મરૂપ રાજા છે તે પોતાની સત્તા પ્રકૃતિ રાણીને આપે છે, તેથી તે પ્રભુની સત્તા વડે પ્રકૃતિજ તે ઉત્પત્તિ પ્રલય વગેરેકામ કરે છે.

**आत्मानंरथिनं विद्धि शरीरं रथमेवच ॥ बुध्धि तु सारर्थीं विद्यात् मन प्रग्रह मेवच ॥** આત્માને રથી જાણ, શરીરને રથ જાણ. બુદ્ધિરૂપ પ્રધાનના હાથમાં મનની લગામ છે અર્થાત બધીજ લગામ છે, પરંતુ સત્તા તો રાજાની છે. રાજાએ અધિકાર સોંપ્યો કે તમને અમુક હદ સુધી પગારના માણસ રાખી લેવાનો તથા દશ હજાર સુધી દંડ અને ફાંસીની સજા કરવાનો અધિકાર આપ્યો છે. તેથી રાજા કંઇ તે સત્તા વગરનો થયો નથી. પ્રકૃતિને ઉત્પત્તિ લય વગેરે કરવાંની સત્તા આપી, તેથી તે રાજા- પ્રભુની સત્તા કંઇ જતી રહી નથી.

પ્રશ્ન:—જગત રચવાનો હેતુ શું?

ઉત્તર:—તમે પોતે બધા જેઓ પોતાને બદ્ધ માનો છો- જીવ માનો છો, તેમાં બદ્ધ માનવામાં તમારો જે હેતુ છે તેજ જગત રચવાનો હેતુ છે, અર્થાત અજ્ઞાન. **सदेव सौम्येदमग्र**

**आसीत्** સતજ પ્રથમ હતુ, તેજ છે, બીજુ છેજ નહી.

પ્રશ્નઃ—પ્રકૃતિ જડ છે તે સત્તાત્મક શી રીતે થાય? સત્તાને અમલ કરી શકે એવાં તત્વો તેમાં રહેલાં છે, જેમ, પત્થરનો ગોળો અને લોખંડનો ગોળો છે તે બેઉ ગોળા અગ્નિમાં મુકયા- તેમાં અગ્નિની સત્તાને ધારણ કરવાના તત્વો લોખંડના ગોળામાં ઘણા હોવાથી તેજ યોગ્યતા ધરાવનાર છે. તેથી તે ગોળો તાદાત્મ્ય ભાવને પામે છે. પત્થરનો ગોળો પણ ગ્રહણ કરે છે ખરો પણ લોખંડના જેવો તન્મય થઇ ન શકે; કેમકે લોખંડ કરતાં, પત્થરમાં અગ્નિની સત્તા ધારણ કરવા લાયક તત્વો ઓછાં છે. બરફરૂપ પ્રકૃતિ છે તે પાણીમા મુકવાથી પાણી થઇ જાય છે. વાસ્તવે પ્રકૃતી અથવા બંધન કશુ નથી. જેમ જુઠાની માને જુઠો પરણ્યો તેની જાનમાં જુઠા (વંજાના પુત્રો-હજારો) જાનૈયા ગયા તેવું વન્ધ્યા પુત્રવત્ છે. **ननिरोधो नचोत्पत्ति: नबद्धो नचसाधक :॥ नमुमुक्षुर्नवैमुक्त: इत्येषा परमार्थता. ॥** આત્માને શર (બાણ) અને ॐ ને ધનુષ્ય બનાવીને અસ્તિપદ પરમાત્મામાં લક્ષ (નિશાન) રાખો-બાણ ખેચી નિશાન પર લગાવો. બંદુકની નળી ઉપર માખી હોય છે તેમ ॐ ના મધ્યનું બિંદુ છે. ॐ એ બિંદુમાં થઇને મધ્યમા દ્રષ્ટિ સ્થાપો. **प्रणवो धनुः शरोह्यात्मा ब्रह्मतल्लक्षमुच्यते ॥** બાણ તાકયા પહેલાં વચમા નડતી અડચણો (ઝાડ, ડાળા, છાપરૂં વગેરે) કાઢી નાખવાની જરૂર છે. તેમ ભ્રાંતિજન્યદેહદષ્ટિ દેહમાં અહંમમત્વ તથા રાગ દ્વેષ સહિત વિષયાસકિતરૂપ અડચણો નડે છે તે પ્રથમ કાઢી નાખવી જોઇએ.

ॐ પરમાત્માને શરીર ઇંદ્રી મન વગેરે નથી, પણ પ્રકૃતિનું ભોકતાપણુ પ્રાપ્ત થવાથી કર્માનુંસાર રૂપ ચશ્મા ચડાવ્યા. નેત્રમાં તેજ હશે તો ચશ્મામાં આવશે. કર્મ બળરૂપ ચશ્માને વિદ્યા નામનો દૈવી ગુણ આવે તો સ્વરૂપ જાણવા વિચાર થાય. અને રજતમના

મલીન ચશ્માથી રાજસી તામસી ગુણ આવે, એટલે વિષયોમાં રાગ મોહ વગેરે થાય.

પ્રકૃતિ, પ્રધાન, માયા, સ્ત્રી, શક્તિ, ત્રિગુણાત્મિકા, મિથ્યા, કલ્પના, ભ્રાંતિ, અવિદ્યા, મહાલક્ષ્મી, મહાકાલી, મહાસરસ્વતિ, દુર્ગા, દેવી, ચિતિ, ભગવતિ, અબા, વગેરે નામો એ પ્રકૃતિ (માયા–દેવી) નાં છે તે ઉપાસના અર્થે છે. એ કેવળ જડ નહિં. જેનો આકાર–ઘાટ ન થઇ શકે તેમ ભાગ પણ ન પડી શકે. તે કેવળ જડ. માટી છે તેના ભાગ પડી શકે અને આકાર બધાય છે તેથી ને કેવળ જડ નહીં. પ્રકૃતિ એવી છે. તેમા કઇ જડતાનો અશ છે–ખરી રીતે જડ નથી. સગુણ એટલે પુરૂષતત્વ અને પ્રકૃતિ તત્વ, એ બે થવાથી દ્વૈત થાય છે તેથી બે તત્વ સત્ય નથી; પણ પુરૂષ સત્ય, અને પ્રકૃતિ કલ્પિત છે. તેથી અદ્વૈત કાયમ રહે છે. પથરના વાડકા-માંથી દીવાનો પ્રકાશ બહાર નહિ નિકળે, કાચની હાડીમાંથી પ્રકાશ બહાર પડશે, તેથી પ્રકૃતિ સ્વભાવથી જડમાત્ર છે. **जाड्यांशं प्रकृति रुपं विकारी त्रिगुणंच तत् ॥** વિકાર એટલે, પ્રકૃતિ મટીને વિકૃતિ થાય છે; એટલે ત્રણ ગુણવાળી થાય છે. ત્રણ ગુણની જનની એ પ્રકૃતિ છે, પણ પુરૂષની સત્તાવિના નહિ, તેથી પુરુષને પિતા માનો. **सत्व रजस्तम साम्यावस्था प्रकृतिः ॥** ઘઊં, ગોળ, ઘી, એ ત્રણ મળે ત્યારે લાડુ કહેવાય. તેમ ત્રણ ગુણ મળે ત્યારે પ્રકૃતિ કહેવાય (સમાનાવસ્થા). પુરુષના ભોગ અને અપવર્ગ (મોક્ષ) માટે પ્રકૃતિ છે. બુદ્ધિ વગર જ્ઞાન નહીં થાય. તે બુદ્ધિ રાજસ તામસ હોય (અવિદ્યારુપે) તો નીચે નાખે–જીવપણામાં રાખી સંસારમાં ફસાયલો રાખી અધઃપતન કરે, અને સાત્વિક હોય તો જીવ ભાવ છોડાવી બ્રહ્મરુપ કરી મુકે છે.

દેહ, જગત, વિષયાદિમાં મોહ પામેલો છે તે જીવ કહેવાય છે

અને તેમાં નિર્મોહ અસંગ સાક્ષીરૂપે છે તે શિવ છે. "હું નથી" એવું પોતાનેજ "નથી" માનનાર કોઇ હોય તો તે મૂર્ખ છે. એજ વદતોવ્યાઘાત દોષ, એટલે મારાં મુખમાં જીભ નથી એવું કહેનારના જેવું છે. તે વિતંડાવાદ કરે છે. તેથી સૂક્ષ્મરૂપ છે, તેને બિંદુ કહીએ તો ચાલે. તે ચિન્માત્ર છે. તે "એક" પદની સાથે માયાનો સંબંધ છે. કેવડુ બિંદુ છે, ત્યા કહ્યું, કે **अणोरणीयान्** સૂક્ષ્મથી સૂક્ષ્મ. અને એજ બિંદુ છે, તે **महतोमहीयान्** મોટામાં મોટું ચકરડું થયુ, છતાં તે બિંદુરૂપજ છે, બિંદુમયજ છે.

**पादोऽस्य विश्वाभूतानि त्रि पादस्यामृतं दिवि** (+) એ રીતે બ્રહ્મના ચાર પાદ (ભાગ) કલ્પ્યા. તેમાંનો એક પાદ જગત (વિશ્વ) હોતો હવો, અને ત્રણ પાદ અમૃત–બ્રહ્મ છે. સીપમાં રૂપું તેમ બ્રહ્મમાં જગતકલ્પાયું છે. એનુજ નામ માયા–પ્રકૃતિ છે. રૂપુ શામાં કલ્પાયું ? સીપના ખુણાગાં–અજ્ઞાનતારૂપી એક ખુણામાં એ કલ્પના ઘટી–થઇ. શીતળતા રૂપી કલ્પના જળમાં ઘટી, તેમ વિશ્વરૂપ કલ્પના બ્રહ્મમાં ઘટી. બ્રહ્મના એક દેશમાં માયાની કલ્પના. સૂર્યની સામા ઉભા રહીએ તો છાયાં પછવાડેજ રહેશે સૂર્ય માથે આવતો જાય તેમ ઘટતી જાય, અને અર્ધ ચંદ્રાકારેથઇ જાય. પ્રકાશ તરફ એટલે સામે છાયા હોયજ નહી. તેમ, માયારૂપ છાયાં અથવા અવિદ્યા જ્યાં જ્ઞાન છે ત્યાં નથી હોતી, પણ પછવાડેજ હોય. તે પાછળ પડતી છાયાં તરફ ઉભા રહીયે, અને સૂર્યરૂપ જ્ઞાન-આત્મા તરફ પીઠ કરીએ, તો તે છાયાં માયા દેખીનેજ ભડકયા કરાય. કે તર્ક વિતર્ક ઉઠાવ્યા કરાય. માટે હે સજ્જનો ! પડછાયો જોઇ રહ્યા છો તેમાં કલ્પના કરો છો, હવે પ્રકાશ તરફ ( આત્મ તત્વ–જ્ઞાન તરફ) ફરી જાવ.

બિંદુનો પ્રકાશ ઉત્તરે હોય તો છાયાં દક્ષિણે, પૂર્વે હોય તો પશ્ચિમે, દક્ષિણે હોય તો ઉત્તરમાં છાયાં, અને પશ્ચિમે પ્રકાશ હોય

તો પૂર્વે છાયાં પડે (◦) એમ— ◦ ◦ (◦ ◦) એમ નામ રૂપાકારનો મોહ છે તેજ માયા, અને તેનો મોહ નહિં, તો એનું નામજ મોક્ષ. ઊર્ણુ નાભી (કરોળીઓ) છે તે પોતાનાંજ મુખમાંથી લાળના તંતુ કાઢે છે, તે લાંબા લાંબા ઝાડના ઉપર પ્રસારે છે, અને પાછો છેલ્લેથી ગળી જતો મૂળ સુધી ગળે છે ત્યારે એકલો બેસે છે. તે તંતુની જાળમા ઉડતાં જીવ જતુઓ ફસાય છે, તેમ, પ્રકૃતિરૂપ લાળના તંતુ આ જગતરૂપે પ્રસારીને પાછો મરજી થાય ત્યારે ગળી જઇને (પુરૂષ-પ્રભુ) એકલો બેસે છે. છાયાં છુટી નથી પડતી. બિંદુ કાઢવામાં આવે છે તો નેના સૂક્ષ્મતર ભાગતો થાય છેજ— હોય છે. બિંદુનું સૂક્ષ્મપણું પણ કોઇક આકારને બતાવે છે. આકારનું રૂપ બહાર દેખાય તો પણ તે બિંદુજ છે. તેમ પ્રકૃતિ છે તે બ્રહ્મરૂપજ છે. પુરૂપ પ્રકૃતિ અભેદ છે. પુરૂપ સર્વ દેશી અને પ્રકૃતિ એક દેશી છે. પુરૂપ પ્રકૃતિની એકતા વગર જગતની ઉત્પન્તિ થતી નથી; તેજ રીતે ચાલ્યું આવ્યું છે (અહીં તેમજ તમે જુઓ છો) તમારો આત્મા ઓળખાય કે તરત પરમાત્મા ઓળખાશે. નામ અને રૂપ એ બે ભાવ ભુલાય ત્યારે અસ્તિ ભાતિ પ્રીય, એટલે સત્‌ચિદ્ આનંદ ધન પ્રભુ જડે છે. તે નિર્મોહ સ્થિતી છે. નામની સંજ્ઞામાં રૂપનો મોહ રહે છે કે, એ કેવી હશે કે કેવો હશે વગેરે. હડકાઇ કુતરી જેમ હાઉ હાઉ કરતી ફરે છે તેના મોઢાંમાં સપાટામાં જે આવ્યું તે સપડાય છે; અને ગફલતી માણસજ સપડાય છે. તેજ રીતે ગાફેલ જન માયામાં ફસાય છે. પણ જે જાગ્રત નર છે તે તો કર્મ ઉપાસના હરિસ્મર્ણરૂપ લાકડી ઠોકે છે તેથી કુતરીના પજા–સપાટામાં નથી આવતા; અર્થાત્ દેહ હું છું અગર મારો છે, એવા મોહમાં તે ફસાતા નથી. હું તો સચ્ચિદાનંદ સ્વરૂપે સ્થિત છું, એવુ ભાન સદા જાગ્રત રાખે છે તેને માયારૂપ કુતરી કરડી શકતી નથી.

પુરૂપને જળરૂપ સમજો, અને બરફને પ્રકૃતિ માનો. બરફ છે તે પાણીજ છે છતાં બરફનો કટકો જોઇ નામરૂપની કલ્પના આરોપણ કરાશે કે આ તો બરફ છે. જળ કાંઇ પથરારૂપ નથી, અને બરફ પથરા જેવુ છે. પુરૂપરૂપ જળજ છે, પણ તેમાં બરફનો ગઠો થતાં નામરૂપ બદલાઇ ગયા. એ પ્રકૃતિ છે પણ તે જળજ છે (બ્રહ્મજ છે.) આત્મા છે તે પુરૂષ અને શરીર છે તે પ્રકૃતિ છે. કાષ્ટ, બોઇલર, લોઢુ, કોયલા, પ્રાણરૂપ વરાળ, વગેરે છે તે કોઇ આત્મા નથી, જે તત્વગતિ આપી ચલાવે છે તે શકિતજ તત્વરૂપ છે. પુરૂષ પ્રકૃતિ સ્વભાવે એક છે. એ પ્રકૃતિને અવ્યાકૃત અને અવ્યક્ત પણ કહે છે. **महत. परमव्यक्तं अव्यक्तात् पुरुषःपरः ॥ पुरुषान्नपरकिंचित् साकाष्ठा सापरागति. ॥** એ અવ્યક્ત છે તે શુદ્ધા-નિર્દોપ પાંચ વરસની બાળકી જેવી છે. તેને શુદ્ધ સત્વ કહે છે.

**रस श्चाति रसश्चेति रासः ॥ रसो वैसः ॥**

ખાંડના મધ્યમાં મીઠાસ છે, કે મિઠાસની અંદર ખાંડ છે, એ કથન માત્ર છે. તેમ, ખાંડરૂપ બ્રહ્મ છે, અને મિઠાસરૂપ પ્રકૃતિ છે. અર્થાત અભેદ એકજ છે. તે રીતે પુરૂષ પ્રકૃતિ, સૂર્ય ઉષ્ણતા, જળ અને શીતળતા, કૃષ્ણ પુરૂષ અને જ્ઞાનવૃત્તિ રૂપ પ્રકૃતિ એ નામ માત્ર બે કહેવાય છે, ખાંડ અને મીઠાસવત્, વસ્તુ ગત્યા બે નથી. એકલાં સત્યમાં જગત હોય નહીં, તેમ એકલા અસત્માં નથી, પણ બે ભેગાં થયેથી છે. એનુ નામ સ્વપ્નાવસ્થા છે. કાંઇક જાગતા કાંઇક ઊંઘતા, એવા વખતમાં સ્વપ્ન દેખાય છે, તે રીતે સત્ અસત્થી જગત ભાસે છે. નિરામય નિર્લેપ એવી અવ્યક્ત પ્રકૃતિરૂપ બાળકી સૃષ્ટિ રચના કાલે હતી. એક વંઝાને બાર પુત્ર હતા, આઠ પુત્રી હતી, પચાસ ઉંટ મોટાં શીગડાવાળા હતા, ચલ્લી જેવડા હજાર હાથી હતા, લખોટા જેવડા માથાના લક્ષ અશ્વ હતા.

તે બધાં મરૂ ભૂમિમાં ગયાં ત્યાં પાણી વગરના તળાવમાં બુડી મુવા. એ વાત જેવી છે તેવી સ્રષ્ટિ રચના છે. જુઓ.–પ્રત્યક્ષ દીવો છે. તે આવર્ણ રહિત સ્વયં સિદ્ધ છે. તે દીવા પર કાચનો ગ્લોબ-આવર્ણ મુકાયું છતાં કાચ નિર્મળ સ્વચ્છ હોવાથી દીવો બરાબર દેખાય છે. તેમ પ્રકૃતિરૂપ ગ્લોબ (આવર્ણું) છે તે સગુણ બ્રહ્મ સાથે રહે છે પણ તેને તે કાંઇ કરી શકતી નથી. આચ્છાદન કરે છે, પણ શુદ્ધ નિર્મળ હોવાથી તે નહી જેવુ છે તે મૂળ પ્રકૃતિજ હવે યૌવનરૂપ ધરે છે. બાળક જેમ જુવાન થાય છે તેમ અવ્યક્ત હતી તે મહત્પણાને પામી તેથી તેનુ નામ મહત્તત્વ થયું, તેમાં કંઇ વિકાર આવ્યો. જનમ્યા ત્યારે નાનું શરીર અને મોટા થયા પછી વિકાર વધ્યો. શરીરમાં હાડકાં માંસ લોહી વગેરે વજન વધે છે, તેમજ વિચાર પણ વધે છે. **प्रकृति द्विविधाचसा ॥ मायांतु प्रकृतिं विद्यात् मायिनं तु महेश्वरः ॥** ત્રણ ગુણના ભાવ વગરની બાળકી અવ્યક્ત હતી તેજ તે ત્રણમાંના મુખ્ય સત્વ ગુણવાળી મહત્તત્વ થઈ, તેથી શુદ્ધ સત્વા એટલે સતિ છે.–સ્વતત્ર વિચરનારી નહીં–પતિની આજ્ઞામાંજ રહેનારી છે.

કેવળ દીવો છે તે–નિર્ગુણ સ્થાનાપન્ન છે. ગ્લોબના આચ્છાદનવાળો દીપ છે તે સગુણ નિર્દોષ છે. પછી તે ગ્લોબ ઉપર ઝીણો. કાગળ વીંટી આચ્છાદાન કીધું તોપણ દીવાનો પ્રકાશ તો (ઝાંખો–થોડો) દેખાશે; અંદરથી દીવો છે એમ સ્પષ્ટ જણાશે. એ સત્વગુણરૂપી ઝીણા કાગળરૂપ મળ ચઢયો. દીવો તો છે તેજ છે, માત્ર જોનારને તેટલો ઝાંખો દેખાય છે. એ કાગળ જેટલું આવર્ણ નિકળી જાય તો, હતો અથવા છે તેમજ અપરોક્ષ થાય. પ્રકૃતિ જેટલી મહત્તત્વપણાને પામી તેટલી ઝાંખી પડી. પાંચ વરસની બાળકીને ત્રણ ગુણવાળી કહો. અગર ત્રણ વગરની કહો, તો વાંધો નથી.

ૐમાં તત્વ છે તે આત્મા અને આકાર છે તે પ્રકૃતિ છે. મહતત્વમાં ત્રણે ગુણ છે, તેમાં સત્વ મુખ્ય અને રજતમ ગૌણ છે. લીમડાનો અકુર નિકળી નાનો છોડ થાય તેમાં કડવાશ નથી આવતી, વૃદ્ધિ પામતા આવે છે. મહ-તત્વ એ શુદ્ધ સત્વા માયા છે. ઇશ્વરને સાક્ષી કહે છે તે સાક્ષી ઇશ્વર તદ્રુપ છે. હિરણ્યગર્ભ અને વિરાટને નાનાભાઇ કલ્પો તો તે બેથી તે ઈશ્વર મોટાભાઈ છે. એ બે પણ ઇશ્વરજ કહેવાય. (ગૌણ)

હવે મહ-તત્વ નીચે ઉતરી એટલે સતિપણામાંથી ઉલટાઇ તેથી એનુ નામ અવિદ્યા પડયુ. એનુજ નામ વિદ્યા હતુ પણ એના ઉપર રજતમે છાંયાં–આવર્ણ કરવાથી તેં બેઉ તે અવિદ્યાના ઘરમાં પ્રધાન બન્યા, અને વિદ્યા નામ જઇને અવિદ્યા નામ પડયું. રજતમે પોતાના નોકરો મૂકી દીધા. તે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, એછ ને લીધે બાપડો દબાઈ બેઠો (કેમકે સત્વનું બળ તે છ મળીને ચાલવા નથી દેતા.) એ પ્રકૃતિ રજ તમમાં વ્યભિચારી થઈ (પલ-ટાઇ–ઉલટાઇ) કે સ્રષ્ટિ કરી.

પ્રાજ્ઞ (જીવ)મા સત્વ ગુપ્ત છે. તેથી તે મુમુક્ષુ અધિકારી છે. તૈજસ, તે વિષયી જીવ. અને વિશ્વ તે પામર જીવ છે.

મૂળ સ્વયદીપ; નિર્મળ ગ્લોબ સાથે દીપ, તે સગુણ બ્રહ્મ માનો; ઝીણો કાગળ–પડદો આવતાં તે ઇશ્વિર બ્રહ્મ; તેની આસપાસ લાલ કપડું અને કાળું જાડું કપડુ વીંટવા રૂપ આચ્છાદન આવ્યાથી તે દીપ દેખાશે નહીં. એજ અવિદ્યાનો પ્રતાપ. તેથી હવે એ પડદો કાઢી નાખીયે. કાગળનો પડદો પણ કાઢી નાખો, ગ્લોબ પણ કાઢી લો, તો સ્વયંદીપ (બ્રહ્મ) છેજ.

—પરમાત્મા-ૐ

૫—નિર્ગુણ—

સગુણ—પુરૂષ ... અવ્યકત (કેવલ શુદ્ધા)

૪—ઇશ્વર—સાક્ષી ... મહત્તત્વ (શુદ્ધ સત્વા-વિદ્યા)

શિવ.

{ હિરણ્ય ગર્ભ / વિરાટ } ...... { રજ / તમ } શુદ્ધસત્વ મુખ્ય છે. તેના પેટામા ડબાયલા રજ તમ એ ગૌણ છે.

૩—(સત્વ) પ્રાજ્ઞ ) (અધિકારી)
૨—(રજ) તૈજસ } જીવ (વિષયી) અવિદ્યા
૧—(તમ) વિશ્વ ) (પામર)

જેમ જેમ પ્રકૃતિ ભાગ (જાડયપણું) વધતો ગયો, તેમ તેમ તે પુરૂષને ઢાકતો ગયો. (આંક૫) નિર્ગુણ સર્ગુણ ૐથી (ના. ૪) સમષ્ટિ ઇશ્વર સુધી આવતાં, મહત્તત્વ રૂપે થતી પ્રકૃતિ ચારઆની (25 per cent) જેટલી વધી ગઈ. જો કે અવ્યકત એવું અધ્યારોપ અપવાદથી કહેવાય છે તે છતાં, અને મહત્તત્વમા આવતાં આઠઆની (50 p. c.) વધે છે, અને અવિદ્યામાં આવતાં બાર આની વધે છે. તે પણ સત્વાંશવાળા અધિકારીમાં ચાર આની જેટલી ધર્મવાસના હરિગુરુ ભક્તિ રહે છે તેથી બાર આની (75 p. c.) પરંતુ અવિદ્યાવશ પામર અને વિષયીમાં તો એટલે રજ તમમાં આવતાં પુરાસોળ આના (100 p. c.) પરંતુ પુરેપુરો પુરૂષને ઢાંકી દે છે તેથી એવા મૂઢ જનો તો કેવળ અંધકારમાંજ પડયા છે. તેમને ધર્મ, દયા, દાન, ગુરૂ ઇશ્વર આત્માની ઇચ્છા ભકિત, એ કશું હોતું નથી, છતાં તેવા જીવો તેમાંજ મોજ માને છે, એજ તેઓની દુર્દશા છે. તે અજવાળાંમાં ઉભેલા જીવન્મુકત સંતો જોઈ શકે છે, તેથી તેવા જીવોને ઉપર લાવવા-તારવાને તે સતો

મથે છે. એવા દુઃખી જીવોને અધિકારીનાં સુખનીજ ખબર નથી, તો મુકતની મોજ તો તે બચારાં નહીંજ જાણે, એમાં કહેવુંજ શૂં !

પુરૂષ છે તે તો વિશ્વ (જીવ) સુધી એકજ રહ્યો છે. નેટનું (જાળવાળું) કપડુ આંખ આડું રાખીને સૂર્યને જુવો, પછી મલમલનું કપડું આડું રાખીજુવો, પછી માજરપાટનું. પછી જીનનું કપડું આડું રાખી જુવો, તો પ્રકાશ ઓછો ઓછો જણાતાં આભાસ દેખાશે. અને લેધર કલોથ (રજ તમ રૂપી લેધર કલાથ) આડું રાખી જોતાં સૂર્યનું પ્રત્યક્ષ સ્વરુપ નહીં જોવાશે, અને આભાસ પણ નહીં દેખાશે. જેને અળધરની કીમત નથી, તે કેસરની શું કીંમત કરવાનો છે ! કુસકાં ખાનારને કમોદની શી ખબર; ! જ્યારે તે બધી નીચલાં ઘરની ઉપાધિઓ ખસેડતો જાય અને અધિકારી થાય, તો સગુણ ॐ ની ઉપાસનાથી ચઢી જાય. હિરણ્ય ગર્ભ અને વિરાટ સુધી ચઢી, તેનાં ઘરની રિદ્ધિ સિદ્ધિમાં મોહ પામી અટકી ન પડે તો ઉંચે જાય. કેટલાક ઇશ્વર પદની અપેક્ષા નથી કરતા. પૂરા નિર્મોહ અને અનાસક્ત રહી સ્વયં બ્રહ્મપદે જઇ અટકી તેમાં અભેદ ભાવે થાય છે. વિદ્યા ઉપાધિવાળો સાત્વિક (ઇશ્વર) છે, તે પણ ઉપાધિ તો ખરી. તેથી **क्षीणेपुण्ये मर्त्यं लोकं विशंति** અર્થાત્ ત્યાંથી વૈકુઠ સ્વર્ગાદિમાં જઇ પુણ્ય ખાઈ રહે છે કે તરત ત્યાંથી પાછો આવે છે, તેથી નિષ્કામ બની સગુણ ॐ બ્રહ્મનીજ ઉપાસના કર્તવ્ય છે, એમ વેદમાં અને ગીતામાં શ્રીકૃષ્ણે કહ્યું છે. **ओमित्येकाक्षरं ब्रह्म ॥ ओमित्येतत् ॥ ॥ओमित्ये काक्षरं ब्रह्म व्याहरन् मामनु स्मरन् ॥ यः प्रयातित्यजन् देहं सयातिपरमां गतिं ॥** વિરાટને બ્રહ્મા કહે છે. હિરણ્ય ગર્ભને વિષ્ણુ—અંતર્યામિ કહે છે. ઇશ્વરને મહેશ્વર કહે છે. તે બ્રહ્મા ઉત્પત્તિ કરે છે, વિષ્ણુપાળે છે, ને મહેશ્વર–રૂદ્ર સંહાર (લય) કરે છે. તે લય કરવાનું કામ, તમો ગુણ વગર ન બને, એમ

માનીને રૂદ્રને વિશે તમોગુણ કલ્પે છે. દરેકનો લય તમમાં હોય છે.

ઇશ્વરની ત્રણે કોટિ તથા જીવકોટિ, બેહુ કલ્પિત કોટી-સ્રષ્ટિ છે. અવ્યકત છે તે પરા, ઇશ્વર પશ્યતિ, હિરણ્યગર્ભ મધ્યમા, અને વિરાટ છે તે વૈખરી વાણી રૂપ છે. કુડલિની છે તે નાભિ-કમળનુ મૂળ છે. ઇશ્વર શુદ્ધ સત્વ, હિરણ્યગર્ભ રજસ (ગુણ) અને વિરાટ તમસ્. પિતામહ બ્રહ્માનું ખરૂં સ્વરૂપ સર્વ છે. ચંદ્રમાને માતા કહે છે. શકરશ્વેત છે. પાર્વતી પીત વર્ણું છે. ચુનો અને હળધર મળતાં જેમ લાલ રગ થાય છે, તેમ શ્રી શકર પાર્વતીથી ગણુપતિ લાલરંગના-સિંદુર ચઢે છે. શુદ્ધ સત્વ ઇશ્વર અને અશુદ્ધ સત્વ હિરણ્ય ગર્ભ, રજ વિરાટ છે. એ ત્રણે મળી ઇશ્વરજ. એેકજ એ સગુણ ૐ પુરૂષ છે. **तदेवानु प्राविशत्** તે પ્રકૃતિમાં પ્રવેશ કરતો હવો. તે માયા પ્રકૃતિ જગતનાં બીજ રૂપ છે તે અનિર્વચ-નીય છે. અવ્યકતના કાળમાં જગતની ઉત્પત્તિ નથી, પણ વિશ્વનું બીજ તેમાં છે. **सदेव सौम्येदमग्र आसित** ઉત્પત્તિ પૂર્વે આ બધું સત્ રૂપ હતું, અર્થાત અપચીકૃત સમષ્ટિ જગત હતુ. પછી પચી કૃતવ્યષ્ટિ જગત ઉત્પન્ન થતાં પહેલાં સન્માત્ર (ઇશ્વરોની પણ ઉત્પત્તિ -કલ્પના પહેલાં) હતું, એમ વેદ કહે છે. તેથી જાણો કે વેદ છે, તે અપૌરૂષેય સિદ્ધ છે. બોલવુ, જાણવું, એ પણ વેદ છે. વૈખરીથી પરા સુધી-નો બધો વેદ છે. વેદ એટલે જ્ઞાન-જ્ઞાતવ્ય-જ્ઞાનરસ. તે અનાદિ છે. વેદનો કોઇ કર્તા નથી. ઇશ્વિર પ્રણીત છે. **न च वेदास्य कर्तारः वेद. स्मृत्वा चतुर्मुखः ॥ यो ब्रह्माणं विदधाति पूर्वं योवै वेदांश्च प्रहिणोति तस्मै ॥** સ્રષ્ટિના આદિકાળમાં મેં બ્રહ્માને વેદો આપ્યા (દિવ્યમૂર્તિ જ્ઞાનમય મૂર્તિ બ્રહ્માને). બધા દેવતા શબ્દ માત્ર છે. શબ્દ બ્રહ્મજ છે. **विद्** ધાતુ છે. તે **विद्ज्ञाने** એટલે જાણવું. તે શું જાણવુ? બ્રહ્મજ. જેણે બ્રહ્માનાં હૃદયમાં વેદનો પ્રકાશ કીધો તે કોણ? **तंहदेवमात्म बुद्धि प्रकाशं**

**मुमुक्षु वै शरणमहं प्रपद्ये ॥** જ્યોતિ સ્વરૂપ જ્ઞાનાત્મા તે દેવ (ૐ) આત્મા છે. તે બુદ્ધિનો પ્રકાશ કરનાર છે. તે ૐ કયાં છે? એજ તારો આત્મા છે-તેજ તુ છે-તેજ તારૂ સ્વરૂપ છે. **निश्वसित वेदाः** ૐ પુરૂષ પરમાત્મા સગુણ બ્રહ્મનો તે (વેદ)શ્વાસોશ્વાસ છે. **सदेव सौम्येदमग्रआसीत** પછીની **एकोहं बहुस्याम्** એ શ્રુતિ છે. સગુણ પુરૂષમાં અહંનુ ઉત્થાન જોડાવાથી બહુ હોતું હવું -ત્રણ રુપ થતું હવુ (પ્રકૃતિના સબધને લઇને ત્રણ રૂપ થયું)

## ૐની ઉપાસના વિષે કહેવાય છે.

૦ આ બિંદૂ છે. એજ રીતે ઘણાં બિંદુ કીધા અને જોડી દીધાં તો લીટી થઇ. ——— લીટી એવું નામરૂપ કલ્પ્યું પણ તે બિંદુઓજ છે. બિંદુમાં લીટી છે. બિંદુ પુરૂષ અને લીટી રૂપે પ્રકૃતિ દેખાય છે. આત્મા છે તે બિંદુરૂપ પુરૂષ, અને શરીરરૂપે પ્રકૃતિ છે. આત્મા બધા શરીરમાં વ્યાપક ચેતન છે. પગમાં કાંટો વાગે કે મગજમાં ખબર થઇ જાય છે. લીટીમાં અનેક બિંદુ વ્યાપ્ત છે, તેમ પ્રકૃતિ શરીરમાં ચેતન વ્યાપ્ત છે. અનંત બ્રહ્મ છે તેજ એક બ્રહ્મ છે શરીર વ્યકિત ઘણાં અનેક જણાય, પણ એકજ આત્મા છે, લીટી રૂપે દેખાતો પ્રાકૃત (પ્રકૃતિનો) પ્રદેશ (ભાવ) છે તેને બિંદુરૂપે (આત્મભાવે) જુવે તો આત્માજ છે. બિંદુ નહીં હોતનો લીટી હતીજ નહીં-થતેજ નહીં. ચિન્માત્ર પરમાત્મા છે. તે જગતનો મૂળ પાયો-અધિષ્ઠાન વસ્તુ છે. અનેક બિંદૂનું એકરૂપ પણું કોઇપણ આકારે ભાસે છે, તેમ પરમાત્માનુ અનંતપણું જગતરુપે ભાસે છે તો પણ તેમાં જગતરૂપે જોઇ મોહ કરવાનો નથી. બિંદુમાં લીટી, એ કલ્પના છે, તેમ, પરમાત્મામાં પ્રકૃતિ, એ કલ્પના છે. તે જીવોનું બાહુલ્ય-બહુપણું દેખા-

ડવાને માટે છે. જીવ છે તે સ્વરૂપે તો બ્રહ્મજ છે. જે અવ્યક્તમાંથી થયું તે તેમાજ લય થાય છે.

જેણીમેરથી છાયાં પાડો તે અર્ધચંદ્રાકાર છાયા પડે છે, બિંદુના કોઇપણ ભાગમાં અર્ધચન્દ્રાકૃતિ છેજ. ( ( ), ⌒, ) **शक्ति किंत्वेकदेशभाक्.** મૂળ તત્વને અધિષ્ઠાન કહે છે, તેમાં જે કલ્પિત હોય તેને અધ્યસ્ત કહે છે. તે સત્ય વસ્તુમાં અવસ્તુરૂપ જુઠાંનો આરોપ છે તે અધ્યારોપ કહેવાય. અને તે અધ્યસ્ત–મિથ્યાને જુઠું છે તેવુ જાણી લેવુ.–બાધ કરવો, તે અપવાદ કહેવાય છે. તે મૂળ વસ્તુ પૂર્ણ વ્યાપક હોવા છતાં તેમાં અધ્યારોપાપવાદ થયો. જેમ બ્રાહ્મણ દારૂ નથી પીતો છતાં, બ્રા૦ દારૂ પીએ છે, એમ કહે છે તેનુ નામ અધ્યારોપ છે. એ કલ્પનારૂપ અધ્યારોપ છે. એ કલ્પનારૂપ અધ્યારોપ કોણે કીધો ? પુછનારેજ. તમે નીચે ઉતરી પડી જીવપદે આવ્યા છો તે જીવપણાને ડુબાવી દેવા પ્રકૃતિની કલ્પના કરવી પડી છે. દોરીમાં સર્પ શાથી કલ્પાયો ? અવિચારથી–અજ્ઞાનથી. કોણે કલ્પ્યો ? જોનારાએજ ( અજ્ઞાનેજ ) શુદ્ધ બ્રહ્મ વસ્તુમાં અજ્ઞાન શી રીતે સભવે ? નહીજ હોય, પરંતુ તમે તેવી બ્રહ્મીભૂત સ્થિતીમાં નથી, તેથી અજ્ઞાન મટાડવાને માયા વગેરેની કલ્પના છે. અત્તરના વ્યાપારીને અન્તરનીજ ગધ આવ્યા કરે છે, તેમ જીવન્મુક્ત યોગીના સહવાસમાં રહેનારને તેના ઓજસનો લાભ એટલે સદ્‌બુદ્ધિરૂપ ગધ આવે છે, અથવા સ્વરૂપમા અડગ સ્થિતીવાળાને સચ્ચિદાનદઘન સ્વરૂપની શાતિનીજ ખુમારી ચઢેલી રહેવા રૂપ અપૂર્વ અખંડ સુખરૂપ ગધ આવ્યા કરે છે.

એ ઉપાધિરૂપ અજ્ઞાન તે શુદ્ધ બ્રહ્મમાં શા માટે કલ્પ્યું ? મેં કલ્પ્યુ નથી. મારા સ્વરૂપમાં અજ્ઞાન છેજ નહિ. ત્યારે તમે કલ્પો છો કેમ ? તમારે માટે. તમે બ્રહ્મ દ્રષ્ટિ પ્રાપ્ત કરી હતે તો કલ્પના કરવાની જરૂર ન હતી. તેથી એતો વધ્યા પુત્રનો વરઘોડો કાઢું

છું. કાંઇ થયું નથી કે થતું નથી. તમે મનરૂપ કાગળ ઉપર અનેક સકલ્પોરૂપ ચિત્રો કાઢવાનું છોડી દો, તો હું પણ તમારે માટે પ્રકૃતિ વગેરેની કલ્પના છોડી દઉ. તમારે વિશે કાંઇ છેજ નહીં. જે ચારે બાજુએ પ્રકાશ જુએ છે તેને છાંયા છેજ નહીં. તમે આ સંસાર કલ્પી યાઢયો છે તે મટાડવાને મન વાણીથી બધી યુક્તિ કલ્પના છે. અંધકાર જેમ કમી, તેમ પ્રકાશ વધારે. શ્રોતા વકતા શ્રીહરિજ છે. કોણ કોને કહે સાંભળે છે! બ્રહ્મ તત્વમાં અજ્ઞાન અને જ્ઞાન બેહુ કલ્પિત છે. પછી "તેમા અજ્ઞાન ક્યાંથી આવ્યુ.?" એવો પ્રશ્નજ નકામો છે. સુર્યમાં કદી અંધકાર હોયજ નહીં, તેમ પરમતત્વમાં અજ્ઞાન સંભવેજ નહીં.

મનોમય જાળાં બધાઇ ગયાં છે તે જોવા અને કાઢી નાખવા આંખ ઉઘાડવા સારૂ શાસ્ત્ર, વેદ, ગુરૂ, સતો પ્રબોધે-જ્ઞાન આપે છે. આંખ ઉઘાડે તો જાળાં દેખે, તે દેખે તો દુઃખરૂપ જાણી તેને કાઢી નાખવા યત્ન કરે.

મણિકર્ણિકા ગગાથી કાશી વિશ્વનાથ ૫૦૦ કદમ છેટે છે, એમ પુછવાથી કહ્યું ખરૂં, પણ કેટલું છેટુ છે તેની પુછનારને શું ખાત્રી! પણ ત્યા લઈ જઇ કાશી વિશ્વેશ સમીપ મુકી દઇએ, તો પ્રશ્નજ રહેશે નહીં. નથી જાણતા તેમાંજ એટલે અજ્ઞાનમાંજ પ્રશ્ન થાય છે. એનું નામજ અજ્ઞાન. સ્વરૂપે સ્થિતી કરી રહીએ તો કોઈ પ્રશ્નને અવકાશ નથી.

અવિદ્યાના વ્યવહાર ગયા વગર માત્ર મુખેથી "હું બ્રહ્મ છું" એમ બોલવાથી સુખ આવતું નથી, યથાર્થ અનુભવમાંજ સુખ છે. સ્વપ્નમાં શ્રીખંડપુરી ખીરજ લાડુ વગેરે ખાધું એમ કહેવાથી, પેટતો ખાલીજ હોય છે, તે કઇ તૃપ્તી થઇ નથીજ. તેમ, અહંમમત્વ રાગ દ્વેશ છોડ્યા વગર ખરો આનંદ મળતો નથી. તત્વજ્ઞાનીનાં મન વાણી

વિરમી જાય છે તેથી તેને કહેવાની જરૂર નથી, પણ તેમ રહેવું-તેવી નિઃસંકલ્પ બ્રહ્મરૂપ સ્થિતીએ રહેણી રાખવી, એજ તેને માટે તો અવશેષ રહે છે.

કાગડો વિષ્ટામા અને બગલો માંછલામાં પ્રીતિવાળો રહે છે, તેમ વિષયી જીવો સ્ત્રીરૂપ વિષ્ટા ચુથ્યા કરવામાં અને પામરો દ્રવ્યાદિ તુચ્છ પદાર્થોના મોહથી તેમાં પ્રીતિવાળા રહે છે. પણ અધિકારી હંસો તો મુકતતારૂપ મુકતા ચરવામાંજ જિજ્ઞાસા રાખે છે (જીવન્મુકત થવા માટે). એકમેવાદ્વૈત બ્રહ્મમાં અહ (ભિન્ન) છેજ નહીં. અહ ઉત્થાન થવું એજ દ્વૈત. એ અહ થતાં ત્વં થયું, તે ત્વથીતત્ થયું, પછી ઇદ થતાં વેલો લાંબો ચાલ્યો. માટે અહ સ્ફુર્ણના ઉદય પહેલાંનાં અધિષ્ટાન બ્રહ્મમાં ભ્રાંતિજન્ય ખોટા જીવભાવના અહને સમાવી દઇ સમરૂપે થઇ રહેવું એજ અ તિમ કર્તવ્ય છે.

જેને દોરડી સમજાઇ છે તેને સર્પની ભ્રાંતિ હોયજ નહીં. તેમ, અસગ આત્મ સ્વરૂપ સમજાયુ છે તેને દુ:ખરૂપ જગતનું ભાન હોયજ નહી. દોરડીને બદલે સર્પની કલ્પના છે, તેમ પુરૂષને બદલે પ્રકૃતિની કલ્પના છે. તે પુરૂષમાં પ્રકૃતિ, જો, વાસ્તવે હોય, તો મુકિતનો સભવજ બને નહીં. મુકત (છુટો) હશે તે બદ્ધ બીજાને મુકત કરી શકશે. પ્રકૃતિ યુકતજ હોય તો પુરૂષની ઉપાસના કરવાનુ વેદ કહે નહી. તાત્પર્ય કે, તે પુરૂષ તો અસંગ નિર્ગુણ સત્ય સિદ્ધ છે તેની ઉપાસના કરવાની છે,

સ્ત્રી પુત્ર ધન ધરા ધામધામ વગેરેમાં મમત્વ 'રી લઈ દૃઢ બંધન માન્યું છે, તે બધનથી છુટવા સારૂ ઉપાસના છે. તે શ્રદ્ધા પ્રેમ અને એકાગ્રતાથી થવી જોઇએ. જ્યાં સુધી શરીર છે ત્યા સુધી વસ્ત્ર પહેરવામા આવે છે, અને વસ્ત્ર પહેરીએ ત્યાં સુધી તેને ધોઇને સ્વચ્છ ઉજ્વળ રાખવાની જરૂર છે. તેમ, મનબુદ્ધિ

ધારણુ કરી રહ્યા છીએ ત્યાં સુધી કર્મ ઉપાસનારૂપ ક્ષાર (ખારો) સાબુ માટી વગેરેથી તે બુદ્ધિરૂપ વસ્ત્રને ધોતા રહેવાની જરૂર છે. અને તે અંત:કરણનો સદ્‌ભાવ શરીર પર્યંત કાયમ હોય છે, તેથીજ દેહ રહે ત્યા સુધી કર્મ ઉપાસના કર્તવ્ય કહી છે.

યુદ્ધભૂમિ—રણભૂમિમાં ઉભેલા સૈનિકોમાં કેટલાક તો તરવારોનો ચળકાટ જોઇ થરથર કંપતા દેખાય છે, કેટલાક ધડાકાભડાકાના અવાજથી થડકયા કરે છે, કેટલાક ભાલા બરછી બાણુ તોપ વગેરેના ભયથી ગભરાય છે, કેટલાક વિચારે છે કે, આગળ ધસીશું તો રગડાઇ જઇશુ. પરંતુ શિરને સાટે એટલે મરણને પગ તળે રાખી અડગ ખડા રહેનાર શુરવિર બહુ થોડા હોય છે. તેમ, બ્રહ્મવિદ્યા-જીવન્મુક્તિરૂપ વિજય સુખ પ્રાપ્ત કરવા બહુ અડગ દ્રઢતા હોવી જોઇએ. ક્ષુરધારા પર ચાલવા જેવુ છે.

કેટલાક એવો વિચાર કરે છે અને બોલે છે કે, બધાં મરતે તો હું નિરાંતે ભજન કરતે. પણ ભાઇ! એ મોટી ભુલ છે. શું તમે બધાંને ઉત્પન્ન કીધાં છે? તેઓને મારી નાખવાની શુ તારી સત્તા છે? આ સ્રષ્ટિ તારી નથી. જુઠો અહમમત્વવાળો શા માટે બની રહ્યો છે? તુજ મરી જા ને, કોઇ નડતું નથી. અર્થાત્ તુજ જીવતો મર—અહમમત્વ તારૂં મારી નાખ, અણુછતો વિચર; કીનખાપના બળી રહેલા તાકા જેવો થા, ભાત ભલે દેખાયા કરે, તો તૂ મુક્ત છેજ.

આ જીવરૂપ રામદાસભાઇ બેઠા છે, અને સમીપમાંજ સામા શિવરૂપ શ્રી રામચંદ્ર બેઠા છે તેને મળવું છે. પણ વચમાં હિમાલય પર્વત છે. તે ઉપરથી ગંગા વહે છે, વાઘ છે, ઝાડી છે, પથરા છે, તે બધો વિકટ ભાગ ઓળંગીને પેલી બાજુ જવાનુ છે તે ભયંકર છે. પણ યુક્તિ વાપરી કળ બળથી બેઠા રહીને સામુંજ સણુગ

ફોડી મોટું બાકોરૂં પાડી હાથ મેળવી લઇ સરી જઇ શિવશ્રીરામને મળવું; તો બધી ઉપાધી, ભય, માર્ગ, શ્રમ, કશુજ નડે નહી. પછી ભલે ગંગા તે ઉપર વેહેતી રહી, ભલે વાઘ ભમતા રહ્યા, ભલે ઝાડો ઉભાં રહ્યાં, તેમાં તારે શૂ? તેમ સસાર આડંબર ગમે તેટલું ગમે તેવું ભલે રહ્યું, તુ તારૂ અહ મમત્વ આવર્ણું ભેદી છેદી સ્વસ્વરૂપમાં મળી સુખી થા. ૐ.

**जाग्रदादि विमोक्षांत. संसारोजीव कल्पना॥**

જાગ્રતથી લઈને મોક્ષ સુધી બધો સસાર જીવની કલ્પના છે. બ્રહ્મમાં જગતની ઉત્પતિનો સભવ નથી, તેમ પ્રકૃતિ પણ જડ અ શ હોવાથી તેમાં પણ નથી, પાણી છે તેજ બરફ છે. તેમ, આત્મા છે તેજ પ્રકૃતિ રૂપે છે. આકાર જોઇ બરફ નામ આરોપ્યુ. તે સૂર્યનો ઉદય થતાં અથવા પાણીમા નાખતા અસલ રૂપે પાણી હતુ તેવુજ થઇ રહે છે. તેમ, જ્ઞાન સૂર્યનો ઉદય થતાં શરીર પ્રકૃતિ નહીં દેખાતા આત્માજ દેખાશે. અથવા વૃતિને બ્રહ્મસ્વરૂપ મહોદધિમાં લીન કરતાં પરમ તત્વમય થઇ રહેશે. પણ હવે પ્રકૃતિ કલ્પી, તો સયોગ કરવાને વાધો નથી. વધ્યા પુત્ર કલ્પ્યો તો હવે વિવાહ પણ કરી દેવો. તે ત્રિગુણમય પ્રકૃતિનો સયોગ થવાથી ત્રણ ગુણરૂપ ત્રણ બાળક પ્રકટયા. જેવી પ્રકૃતિને વાંકી અર્ધચદ્રાકાર કહી, તેવાજ ત્રણે ગુણ થયા. ઘડો માટીમાથી થયો તે માટીજ છે. પણ કુભાર ન હોય તો ઘટ આકૃતિ ન બને. તેથી કુંભાર અને માટી, બે (ઘટના) કારણ બન્યાં. કુંભાર છે તે નિમિત કારણ છે અને માટી ઉપાદાન છે. કુંભાર પોતાની ઇચ્છા આવે તેમ કરે. ઘડો, ગાગર, કોડીઉ કે કોઠી, ફાવે તે કરે. તે સ્વતંત્ર છે. માટી પરાધીન (કુંભારને વશ) છે,

શુકે વ્યાસને કહ્યું કે બધા પુરાણાદિ ભણ્યો છું. વ્યાસ કહે, ઠીક, તો કહે કે.—

**योषिता किं न कुर्वंति किं न भक्षंति वायसाः॥**
**मद्यपाः किंन जल्पति किं न कुर्वंति दुर्जनाः॥**

સ્ત્રી બધું કરે છે, જીવતાં મુડદાં ખાય (પતિ સંબધીને સંતાપી લોહી પીએ છે), પતિ પુત્રને પણ ઉડાવે (મારી નાખે), વગેરે. **अबळा यत्र प्रबळा बाळोराजा निरक्षरो मंत्री॥** જ્યાં સ્ત્રીનું રાજ્ય તે ધરમા, રાજા જ્યા બાળક–નાદાન બુદ્ધિનો અને મૂર્ખ પ્રધાન હોય ત્યા બધુ ઉધુ વળે છે. એવી સ્ત્રી છતાં તે નહીજ કરી શકે એવુ શુ? શુકે બધા પુરાણ પોથીનાં પાનાં ઉથલાવી જોયા અને થાકયા. છેવટ વ્યાસે કહ્યું કે, ભાઇ, ભાગ્યા પણ ગણ્યા નહીં. સ્ત્રી બધુ સાહસ કરે, પણ પ્રજાની ઉત્પત્તિ માત્ર તેનાંથી થઇ શકતી નથી. પુરૂષનો સયોગ થાય તોજ પ્રજાની ઉત્પત્તિ કરી શકે છે. કાગડો બધુ ખાય, પણ પોતાની વિષ્ટા નથી ખાતો. દારૂડીઆ ગમે તેમ બકે પરતુ દાટેલું ધન કહી દેતા નથી. અને દુર્જનો બધુ કરે, પણ શ્રદ્ધા ભક્તિથી સત્સંગ નથી કરતા.

હવે પ્રકૃતિમાંથી પુરૂષના સયોગથી ત્રણ ગુણ ઉપજે છે તે જુવો. ० ा (७) ० બિદુ છે તેમાજ પ્રકૃતિ મળી છે–સયોગ છે. તેમાંથી (⌒) એ રીતે આકાર રૂપે સત્વ ગુણ નિકળીને ઉપરથી વક્ર–અર્ધાચંદ્રાકારે ગયો. પછી તેજ બિંદુમાંથી બીજો તમોગુણ અર્ધચદ્રાકારે નિકળી નીચે ગયો (७) તે ઉકાર રૂપે તમો ગુણ, અને એજ પુરૂષ પ્રકૃતિના સયોગરૂપ બિંદુમાંથી (०) મકારરૂપ રજોગુણ નિકળ્યો. ત્રણે ગુણ, જેવી પ્રકૃતિ અર્ધચંદ્રાકાર છે તેવા, અર્ધચદ્રાકાર વાકા **अ**, **उ**, **म**, રૂપે નિકળ્યા, અને પાછા લય પણ તે બિદુમાંજ થાય છે. ॐ અ, ઉ, મ, અથવા અકાર, ઉકાર, મકાર, જે ફાંટા નિકળ્યા તે ભુસી નાંખો તો બિંદુજ રહે. સ્રષ્ટિ સર્જનનો કાળ આવે ત્યારે પાછા એ રીતે બિંદુરૂપ પુરૂષ પ્રકૃતિ સયોગમાંથી ત્રણે ફાંટા નિકળે છે. પુરૂષ તો એકજ અસંગ શુધ્ધ

છે, પણ પ્રકૃતિ મિશ્ર થવાથી બે થયાં. તેમાંથી ત્રણ ગુણ નિકળ્યાં; એટલે ૧-૨-૩-૪-૫ સુધી સખ્યા કલ્પાઇ (ગણાઇ).

ચિન્માત્રરૂપે પુરૂષ એકજ અદ્વૈત, અને પ્રકૃતિ સાથે બે છતાં પણ વસ્તુતો એકજ. જેમ, બે આંખ છતાં પણ દેખાવ એક છે. નાકનાં બે છિદ્ર (નસકોરાં) છે, પણ શ્વાસ એકજ છે. કાન બે છતાં શ્રવણ ક્રિયા એકજ છે. તાત્પર્ય કે, બે દેખાય છે, કહેવાય છે, છતાં એકજ-અદ્વૈતજ સિદ્ધ છે. બહારથી દેખાતુ જગત વાસ્તવે પરમાત્માજ છે. ઉત્પત્તિ કાળમાં બે, તે બેમાંથી ત્રણ, તે મળીને પાંચ, છતાં સત્ય તો એક આત્માજ છે. તેના ચાર પાદ કલ્પ્યા છે. એક પ્રકૃતિ અને ત્રણ ગુણ. તે પ્રકૃતિને તુરીયપાદ અને ત્રણ ગુણ-રૂપ જીવ, જાગ્રદાદિ ત્રણ અવસ્થાને ત્રણ પાદ કહ્યા છે. તે ત્રણ અવસ્થાવાળો જીવ અને એક ઇશ્વર, એ કલ્પિત છે. એ ત્રણના દેવ ત્રણ છે. ઉપરનો જે સત્વ ગુણ છે તેના દેવ હિરણ્ય-ગર્ભ-વિષ્ણુ છે. તમોગુણના દેવ ઇશ્વર, અને વચમાંથી નિકળેલા રજોગુણના દેવ વિરાટ એટલે બ્રહ્મા છે. એ ત્રણે એક સરખી રીતે પ્રકૃતિમા (પ્રકૃતિ પુરૂષ યોગમાં) લય થાય છે. ૐકારની ઉપર અર્ધમાત્રા છે તેને નાદ કહે છે, અને બિંદુને અનુનાસિક કહે છે. તે લોકને સમજાવવા ખાતર કાઢે છે, તેથી ખુલ્લુ પાડયુ. એ ૐનો નિરૂત્થાન કાળ. આગળ ફક્ત "૩૦" એ રીતેજ લખતા હતા. હવે જુવો ધ્યાન માટે ૐની ગતિ ફેર કરાય છે. acb

ૐ એ ઉત્થાન કાળ છે. સુતેલા હતા તે બેઠા થયા તેવું છે. તે કાળમાં આદિ પુરૂષથી પ્રકૃતિ જુદી નથી, તો ગુણ પણ જુદા નથી. એનાં a અને b બિંદુભાગ છે તે ગંડસ્થળ છે, અને c છે તે ડોકુ-મધ્યનું મીડુ છે. દરેક પ્રાણીમાત્ર ૐ રૂપજ છે. તેમાં મનુષ્ય માત્ર ૐ રૂપ છે તે પ્રત્યક્ષ જુવો. ઉભા રહીને અથવા બેસીને, બે હાથને મસ્તક

(બ્રહ્મરંધ્ર) ઉપર વાળો. માથું છે તે મધ્યનું બિંદુ છે, અને ૦ એ તરફ (માથાં ઉપરથી બેઉ હાથ ઊંચા લેતાં) ગંડસ્થળ છે. અને ગળા નીચેથી ॐ જે a રજોગુણ શાખા નિકળી છે તે, ગળાંની નીચેથી કુડલિની સુધી છે. આધારચક્ર જ્યાં જનનેંદ્રિ (ઉપસ્થ) છે ત્યાં સ્રષ્ટિની ઉત્પત્તિ કર્તા બ્રહ્મદેવ છે. બિંદુ, અર્ધમાત્રા, (એટલે પુરૂપ પ્રકૃતિ) અને ત્રણ ગુણ મળી પૂરૂ ૐકારનું સ્વરૂપ પચમાત્રી છે.

**अ, उ, म**, તેમા અર્ધો **अ** ('), પછી અરધો **उ** (,), એ બે આરધા મળી (૩) થયું. અને અરધાને **म** એટલે (ː). એ સાથે ૐ થયું. એ રીતે બધાં સ્વર વ્યંજન વગેરે સર્વ એ ચાર માત્રામાં છે. ॐ આવુ બેઠેલુ ઓંકાર સ્વરૂપ છે તે સગુંણ બ્રહ્મ છે, અને ૐ આમ સુતેલું સ્વરૂપ છે તે નિર્ગુણ બ્રહ્મ છે.

તમારૂં મૂળ શું? તમારા બાપ (જનક-પિતા); તેમનું મૂળ તેના બાપ. તેનુ મુળ તેના પિતા (તમારા પ્રપિતામહ). એમ ચાલ્યાં જતાં છેવટ ખરૂં અસલ પ્રથમનું મૂળ બ્રહ્મા છે તે ગુણોના ઇશ છે તેથી ગુણેશ છે. ગુણ નહીં હોત તો બિંદુરૂપ પુરૂપને ગુણેશ શી રીતે કહેતે?! એ સંજ્ઞા છે. એ પુરૂપની સ્તુતિ વેદપુરાણાદિમાં કહી છે. **त्वं ब्रह्मा त्वं विष्णु रुद्रस्त्वं सुर्यस्त्वं वायुस्त्वं वरुणस्त्वं०+-**

અનેક દેવ ઋષિમુનિ મનુષ્ય પશુપક્ષી વગેરે સર્વેમાં બિંદુ વગરનો કોઇ નહી; અર્થાત્ આત્મતત્વ બધાંમાં અનુગત વ્યાપ્ત છેજ. તે તત્વરૂપ પરમાત્માની સ્તુતિ છે. **म**કાર છે તે રજોગુણ છે તેમાથી જગતની ઉત્પત્તિ આદિનું સ્વરૂપ ॐ એવું છે, તેથી એ ગુણેશનુ બધાં શુભાશુભ કામમાં આદી પૂજન, સર્વ કાર્યની નિર્વિઘ્ન સિદ્ધિને અર્થે, થાય છે. આદિ અતે ગણેશનું મંગલ કરાય તેમાંજ ગુણો, પ્રકૃતિ, અને પરમાત્મા, સર્વ

આવી ગયું; અર્થાત્ બ્રહ્મા, વિષ્ણુ શિવ. ગણેશ, દેવી સૂર્ય, આવી ગયાં. **ब्रह्मा विष्णुश्च रुद्रश्चत्रेधाजाता यदाज्ञया ॥ गुणत्रय विभागात्स गुणेशइति पप्रथे ॥**

ત્રિપુંડ્ કરી વચમા ચાંલ્લો કરો છો તે પણ ઓંકારનીજ રેખા, અને ઉપર અર્ધમાત્રા બિંદુરૂપ ચાલ્લો છે. મનુષ્ય વગેરે સર્વ ૐરૂપ ઓંકારમય આકૃતિવાળા છે. (ॐ આ રીતે) ધ્યાન કરવાનુ મસ્તક બિંદુ છે. ૐ એજ ધ્યાનમય, જો તમસ્ રજસને નહી છેડતા ઉંચે સત્વગુણમાજ રહો તો બિંદુરૂપ પુરૂષમા (ગુણેશમા) જતાં વાર નથી, (જુઓ આકૃતિ ૧, ૨, ૩)

**अधः शून्यं तारकंच उर्ध्वं शून्यंतु दंडकं ॥ कुंडल्यं आद्य शून्यंच सर्वं शून्यार्ध चंद्रकं ॥** ઉપલા જે ફાટાને શૂન્ય નીચે આવેલુ છે (વચમાનુ) તે તારક છે સત્વગુણની અણીથી–છેડાથી જોતા મૂળ શૂન્ય તે નીચેથી આવ્યુ છે. કેમકે તે બિંદુ શૂન્યમાંથી નિકળીને તે ઉપર ગયો, તેથી શૂન્ય તે નીચેજ આવેલું છે. દંડકના છેડાની ઉપરથી વચલું શૂન્ય છે, તે આર્ધ ૩ના છેડા ઉપરનુ શૂન્ય તે દંડક છે. શૂન્યના મૂળમાથી નિકળી છે તે કુંડલ્યં. અને અર્ધચંદ્રિકા તે સર્વ શૂન્ય છે.

**बिंदु चैव महाशून्यं प्रणवो विश्वतो मुखं ॥**

અર્ધમાત્રા ઉપરનુ બિંદુ તે મહાશૂન્ય છે. એ રીતે ૐ છે તે વિશ્વનુ મુખ છે.

**तारकंच भवेत् पूर्वं**
**दंडकं पश्चिमा दिशा**
**कुंडल्यं दक्षिणं प्रोक्तं**
**अर्धचंद्र तथो-तरं ॥**

તાત્પર્ય કે, ૐકાર સર્વવ્યાપક સર્વરૂપ છે.

**अकारो वासुदेवश्च उकारस्तु महेश्वरः ॥**
**मकारः सूर्य इत्युक्तः शक्तिर्नादात्मिकामता ॥**
**बिंदुरूपो गणेश स्यात् ॐकारः पंचदेवता ॥**

અકાર છે તે વાસુદેવ ભગવાન વિષ્ણુ છે. ઉકાર છે તે મહેશ્વર છે. મકારને સૂર્ય કહ્યા, અને નાદ–અર્ધમાત્રાને શક્તિ કહી. બિંદુરૂપે ગણેશ–ગુણેશ છે. એ રીતે ૐકાર છે તે પંચાયતન દેવતારૂપે છે.

નિત્ય નૈમિત્તિક કાર્યોમા પંચાયતન દેવતાનુ સ્મર્ણ પૂજન થાય છે. ગ્રહ મખાદિ કર્મમા નિર્વિઘ્નતા સિદ્ધિ માટે ગણેશ પૂજન કરાય છે. સ્વસ્તિ વાચન કલશ સ્થાપનાદિમા પંચાયતન પૂજન છે. અગ્નિનુ પૂજન છે તે વિષ્ણુનુજ છે. રુદ્ર કલશ સ્થાપન થઇ રુદ્ર–શંકરનુ પૂજન છે. સૂર્યાદિ નવ ગ્રહ દેવતાનું માતૃકા સ્થાપન તે શકિતનું પૂજન છે. ઇશ્વરનુ પુજન થઇ રહે છે કે, સેવકગણુ વગેરે એટલે દશ દિગ્પાળોનું પૂજન થાય છે તેમાં તેને નૈવેદ્યમાં બાકળા આપે છે, અને દેવોને મેવો મીઠાઇ પકવાન્નનું નૈવેદ્ય ધરે છે. તાત્પર્ય કે, પંચાયતન દેવની ઉપાસના ઘરમાં વૈદિક છે.

છોકરાને છોકરાંનુ કામ પડે તેથી તેવા બાળકોને બોલાવવા, ભેગા થઇ રમવા, કે મળવા, તેનાં જેવડાં છોકરાં આવે. બઇરાને માટે બૈરા આવે, વૃદ્ધને મળવા વૃદ્ધ આવે છે. તેમ, ઘટતી જરૂરીઆત પ્રસંગે, તેવા તેવા પ્રસંગને વેદ ઉપાડી લે છે. ત્રણના પ્રતિપાદનની જરૂર વખતે ત્રણનુ કરે, ચારની જરૂર પડે ત્યાં ચારનું કરે, (દેવી પુરાણમાં ચારનું કરેલુ છે.) પંચમાત્રિક ઓમકારનું પ્રતિપાદન હોય ત્યારે તે અંગોસહિત (સાંગ) પૂર્ણ બ્રહ્મનુ પ્રતિપાદન જાણવું. ડોકાંની ઉપરનું એટલે, મસ્તકનું પ્રતિપાદન હોય તો, તેથી કાંઇ "**ધડ** નથી" એમ સમજવાનું નથી, જરૂર જેટલો યથાર્થી ફોટો લે છે.

અ+ઉ=ઓ+મ્=ઓમ્+ ⌣ નાદ મળે છે ત્યારે **ओम्** (ॐ)થાય છે. નાદ, એટલે, સ્વર–સુર–અવાજ–ધ્વનિ. બે કાનમાં આંગળી ઘાલી સ્થિર થઇ શ્રવણ કરતાં નાદ સભળાય છે. તે ॐ સોહં, સોહ્ન, થયા કરે છે, એ ક્રિયા થતીજ રહે છે.

જ્યારે ॐ એટલેથીજ (બિંદુ વગર) ઓ મ્ બોલાય છે તો ઉપર બિંદુની શી જરૂર ? જે નાદનો ઉચ્ચાર કરો, તે વાણી વગર ન થાય. અને બિંદુરૂપ આત્મા જે વાણીનો પ્રકાશક-પ્રેરક છે તે, જો નહોય તો કોણ બોલે ? ચેતન સત્તા વગર વાણી પ્રકાશી ન શકે–બોલી ન શકાય. તેથી તમે પોતેજ તે સાથે અવ્યક્ત પ્રકૃતિની જોડ કલ્પી, તેનાથી ત્રણ ગુણ. તમે કયા ગુણ પ્રાધાન્યમાં વરતો છો તે તમારેજ વિચારી લેવું. જુદા જુદા કર્મ સંસ્કારને લીધે તેવા તેવા ગુણવાળા હોવાથી તેને અનુસાર વર્તાય છે. ત્રણ ગુણ સહિત પ્રકૃતિને બુડાવી નાંખી દો, ત્યાં સુધી તમે તરી નહિં શકો. માટે ચાર પથરા ડુબાવી દો, તો તમે આત્મા–શેષ મુકતજ છો–તરેલાજ છો. તમોગુણનો રજોગુણમાં, રજનો સત્વમાં અને સત્વનો પ્રકૃતિમાં લય કરો, અને પ્રકૃતિનો આત્મામા લય કરો.

પુષ્પદંતાચાર્ય ગંધર્વે પાંચ દેવના મહિમ્ન લખ્યાં છે, તેઓ કહે છે કે,—

**गणेशं गाणेशा शिवमिति शैवाश्च विबुधाः**
**रविं सौराः विष्णुं प्रथम पुरुषं विष्णु भजकाः ॥**
**वदंते के शाक्ताः जगदुदयमूलां परशिवाः**
**न जाने किं तस्मै नम इति तत् परब्रह्म सकलं ॥**

અર્થાત્—ગણેશના ભકતો જેને ગણેશ કહે છે, શૈવો જેને શિવ કહે છે, સૂર્યના ભકતો જેને રવિ (સૂર્ય) કહે છે, આદિ પુરૂષ વિષ્ણુના ભકતો જેને વિષ્ણુ (નારાયણ) કહે છે, કેટલાક

શક્તિ (દેવી)ના ભક્તો દેવીને જગતના મૂળરૂપ કહે છે, તેથી શુ છે તે હુ નથી જાણુતો, તે સર્વરૂપ પરબ્રહ્મને નમુ છુ.

ગુણો બધામાં જુદા જુદા ન્યૂનાધિક હોય છે, પણ પુરૂષ પ્રકૃતિ જુદા નથી. (નિરાલબોપનિષત જુઓ). **बुद्धिरूपा ब्रह्म शक्तिरेव प्रकृतिः ब्रह्मणः सकाशात् ॥** બ્રહ્મની સમીપમાં રહેનારી બુદ્ધિરૂપા બ્રહ્મની શક્તિછે તેજ પ્રકૃતિ છે. શર્કરા રૂપે પુરૂષ છે અને મિઠાસરૂપે પ્રકૃતિ છે, તે જુદા નહીં પડે. અભેદજ છે. મનુષ્યાકૃતિ ચીતરી. તેની લીટીઓ બધી બિંદુઓજ છે, તેનો આકાર બધાયો. હવે તેમાંથી બિંદુ ભાગ રહેવા દો, અને આકાર ભાગ કાઢી નાખો, કહો એમ બનશે કે ? કદી બનેજ નહીં. આકાર છે તે બિંદુઓજ છે. આકાર તો કલ્પિત છે. મીઠાશ કાઢી લઇને શાંકેર પાછી નહીં અપાય. **नाना विध जगत् वैचित्र्य निर्माण सामाथ्यात् ॥** નાનાવિધ જગત વૈચિત્ર્યને રચવાના સામાર્થ્યવાળી તે પ્રકૃતિજ, તે પુરૂષના બળ-વીર્યને ઝીલવાવાળી છે. બધા વિચારની જનની બુદ્ધિજ છે, તે મોહોરદાર છે. તે બુદ્ધિ બાઈ દરવાજો ખોલશે તો પ્રભુનું દર્શન થશે. અજ્ઞાન કમાડને ખોલવું છે. ~~ બુદ્ધિનો પતિ પુરૂષ (ગણેશ) છે. તેજ પુરૂષ સાક્ષી એટલે શિવ છે. તેજ અતર્યામિ વિષ્ણુ છે. તેજ પુરૂષ બુદ્ધિનો પ્રેરક (પ્રકાશક) હોવાથી સૂર્ય છે. અને પાચમી તે બુદ્ધિ પોતે શક્તિ.

ગુણ-ગણનો પતિ ચિદાત્મા તેને ગણેશ કહે છે. તેઆત્મા.
સાક્ષી--અસગ દ્રષ્ટા જ્ઞાતાતે, શિવ કહેવાય, તે આત્મા.
અતર્યામિ સ્વરૂપ અંતરનો જ્ઞાતા વ્યાપક તે વિષ્ણુ, તે આત્મા.
બુદ્ધિનો પ્રકાશક--પ્રેરક સૂર્ય--તત્સવિતા નારાયણ, તે આત્મા.
શક્તિથી શક્તિવાળો અભિન્ન છે, તે બુદ્ધિરૂપ શક્તિ ચિતિરૂપા, તે આત્મા.

ત્રણ ગુણરૂપ નળ છે. તે ત્રણે નળોમાં પાણી રહે છે. જળરૂપે પુરૂષ–જ્ઞાન તત્વરૂપ આત્મા છે. નળનો આકાર તે પ્રકૃતી છે. એકજ આત્મા દેવ છે તેજ પાંચ નામથી પંચાયતન દેવ કહેવાય છે. બીજું કોઇ જુદુ નથી--જુદા જુદા પાંચ છે એવુ નથી પુરૂષ પ્રકૃતીમાંથી જેવા ત્રણ ગુણ થયા, તેવી તેની ત્રણ શકિત પણ થઇ. (જુઓ આકૃતિ ૪ થી.)

**स्वाभाविकी ज्ञान बल क्रियाच ॥**

એ ત્રણ ગુણી (ગુણોની શકિત)ના ત્રણ ગુણ સ્વભાવ કહ્યા. જ્ઞાન, બળ, ક્રિયા. એ રીતે સત્વગુણી વિષ્ણુ સાથે, રાજસી પ્રકૃતિ લક્ષ્મીનો સબધ કરાવ્યો રજોગુણી બ્રહ્મા સાથે, તમોગુણવાળી શક્તિ સાવિત્રીનો સબધ કરાવ્યો. જો એ શક્તિ તમોગુણવાળી નહીં હોય તો ગર્ભ ધારણ નહી કરી શકે. તેમ લક્ષ્મી રજોગુણ વાળી છે, ને વિષ્ણુ સાત્વિક છે. એની મર્યાદા ભેગી ન થાય તો શાંતિ ન થાય. લક્ષ્મીથી રજો ગુણ પ્રકાશે ( માન, મોટાઇ, ગર્વ. મદ વગેરે. ) અને રૂદ્ર ( શિવ ) કેવળ સાત્વિક છે, છતાં સંહાર ક્રિયાના કામને લીધે તમો ગુણવાળા કહે છે, તેથી મહાદેવ મહા ક્રોધી છે, અને પાર્વતી કેવળ સાત્વિક છે, એવા તમો ગુણમાં વીર્ય નહી. તે યોગી છે અને પાર્વતી સાત્વીક છે, તેથી એને સતતિ હોયજ નહીં.

એ રીતે ત્રણ ગુણો, તેઓની શકિત–પત્નિઓ, અને તેઓના સ્વભાવ ગુણ જે જ્ઞાન, બળ, ક્રિયા, તે કહ્યું. એ બધી અપંચીકૃત સ્રષ્ટિ કહી. એમાં પંચ ભૂતોનાં બીજ, સુષુપ્તિવત્ છે. સ્થૂળભૂતો નથી.

ગુણ પ્રકૃતિ છે તે ઉત્પત્તિ સ્થિતી લય કર્યા કરે છે. અને પુરૂષ–સાક્ષીરૂપે જોયા કરે છે. વાસ્તવે તો કોઇ કાંઇ થતુ, પાળતું, જતુ, કે મરતું નથી. એક બિંદુરૂપ પરમતત્વજ–સત્ય–કાયમ અખંડ છે. પરંતુ જ્યાં સુધી બ્રહ્મરૂપે સ્થિતી થાય નહિં ત્યાં સુધી

શાસ્ત્ર પુરાણો સત ગુરૂ પુજા સયમાદિ સાચાં છે. બ્રહ્મરૂપે-સ્વરૂપે નિરાવર્ણ અખંડ દ્રષ્ટિ સ્થિતી થયા પછી તમારે તેની જરૂર ન જણાશે ત્યારે તમારા છોકરાંને તેની જરૂર છે તેથી ભલે તમને તે ખોટાં-નકામા થયા હોય પરતુ તેમ ખોટાં કહેતા પાલવે તેમ નથી, ગળ-થુથીની હવે તમો દાળ ભાત રોટલી શાક ખાનારને જરૂર નથી, પણ તમારાં છોકરાંને તેની જરૂર છે. તમે બ્રહ્મરૂપે-સ્વરૂપે સ્થિત થતાં તમારા કર્મ છુટશે, પણ બીજા પુત્રો શિષ્યો જિજ્ઞાસુઓ વગેરેને નિષ્કામ કર્મ જપ તપ ધ્યાન સયમાદિની જરૂર છે. શા માટે? તમારા જેવાં જ્ઞાની-અનુભવી-સ્વરૂપસ્થિતીવાળા થવાને સારૂં. આપણે પગથીઆં ચઢી માળઉપર જઇ સુખ શૈયામાં સુતા, માટે શું સીદી-દાદરને ભાગી તોડી ફેંકી દેવા કે? ચઢી આવવાની ઇચ્છા વાળા બીજા માટે રહેવા દેવાની જરૂર છે.

બિંદુ છે તેજ લીટી રૂપે છે. તેજ મનુષ્ય પશુપક્ષી પર્વત વગેરેની ચિત્રેલી આકૃતિ રૂપે છે. તેમ, પરમાત્મા પુરૂપ છે તેજ અર્ધમાત્રા ( પ્રકૃતિ ) રૂપે છે, તેજ ત્રણ ગુણો, તેની પત્નિ (શિક્તઓ) રૂપે છે. તેજ આ દૃશ્ય જગતરૂપે છે. વિસ્તાર વિલાસ છે તે ઉદ્દભવના કાળનો છે. એક સૂર્ય છે છતા કરોડો-અનત કીર્ણ રૂપે વિસ્તરેલો ભાસે છે, તેમ, અનેક રૂપે પણ બ્રહ્મનુંજ પ્રતિપાદન છે. એકથી કહેતા અનત સુધી તેજ પરમાત્મા છે.

કરોળીઓ પોતાનાં મુખમાંથી તંતુઓના તાર લાંબા મોટા નાના આડા અવળા પ્રસારે છે, ને પાછો ગળી જાય છે, ત્યારે એકલો રહે છે. તે બધું ક્યાં ગળી જાય છે તે સમજાતુ નથી. તે કરોળીઆની જાળમાં અનેક જીવ માખી મચ્છરાદિ ફસાઈ જાય છે પણ વાઘ સિંહ હાથી જેવા કાંઇ તેમાં ફસાતા નથી. તેમ સબલ બ્રહ્મ-સગુણ પરમાત્માની માયાની જાળમાં આ જગતના પામર વીપચી અનેક જીવો ફસાય છે, જીવન્મુક્ત યોગી જ્ઞાની સંતો

ભક્તો જેવા સિંહ વ્યાઘ્ર હાથી અશ્વાદિ સ્થાનાપન્ન મહાપુરૂષો (ઇશ્વર કોટીના બ્રહ્મવિત્‌મુનિ ) ફસાતા નથી. તેઓ ભલે કદાપિ સ્ત્રી પુત્રાદિ ઉપાધિમાં રમતા દેખાય છે. છતાં અનાસક્ત હોવાથી અસંગ રહી મોહમાં સપડાઈ પકડાતા નથી.

એ રીતે અપચીકૃત ઇશ્વરી સ્રષ્ટિ કહી હવે પચીકૃત અથવા જીવ સ્રષ્ટીની ઉત્પન્તિ વિશે કહેવાય છે.

**सईक्षत**=તે જોતો હતો- કોને જોતો હતો ? પ્રકૃતિને. તે પરમાત્માની સ્તુતિ કરાઇ છે કે, **त्वमीश्वराणां परमंच ईश्वरं त्वं देवतानां परमंच दैवतं ।। पतिं पतीनां परमं पुरस्तात् त्वामीश मीडे प्रणतोस्मिनाथ.**

ગુણો, પ્રકૃતિ, પુરૂષ, એ કાળના બાધમાં નથી, તેથી તે ઇશ્વિર સ્રષ્ટિ. જીવ, ગુણો, અને પ્રકૃતિ વગેરે સર્વનો ઇશ હોવાથી આત્માને ગુણેશ કહ્યો. રજો ગુણને તામસી પ્રકૃતિ ( ગુણી-સ્ત્રી ) સાથે સંબધ (લગ્ન) કરાવ્યુ. લુગડાં બદલ્યા. રજો ગુણનું રાજસી પ્રકૃતિ જોડે લગ્ન નહીં કરાવ્યું. બ્રાહ્મણ ગમે તે દેશનો અને ગમે તે ગોત્રનો હોય પણ બ્રાહ્મણજ છે. દરેકના ગોત્ર તો જુદા હોયજ. એકજ કુળ–ગોત્રમાં કન્યા અપાય લેવાય નહીં, તેથી લુગડા બદલ્યા. સપ્ત રૂષિના સાત ગોત્રનો વંશ ચાલ્યો છે. તે એક ગોત્રવાળો બીજાં ગોત્રવાળાને કન્યા આપે છે. પરંતુ તે મૂળ સાત ભાઇઓ એક બાપના તો ખરાને, પરતુ ગોત્ર બદલાયું એટલે બસ છે. ભાણેજને કન્યા અપાય તેનું એજ કારણકે બીજાં ગોત્રનો છે. રજો ગુણે તામસી પ્રકૃતિ સાથે સંબંધ કરવાથી ભાવ બદલ્યો. ૐ નિર્ગુણ તેજ ॐ સગુણ પર માત્મા થઇ બેઠા થયા તેણે **एकोहं बहुस्याम्** એવો સકલ્પ કીધો એ ૐ પુરૂષમાં ઉત્થાન થયું. સ્રષ્ટિ રચવાનો કાળ પ્રતિત થયો.

| एकः | अहं | बहुस्याम् |
|---|---|---|
| નિર્ગુણ. | સગુણ. ઉત્થાન સ્રષ્ટિ રચવાનો કાળ. | ગુણો (ત્રણ) (સ્રષ્ટિ-જીવ) |

તે સગુણનો (**एकोहं** માનો) સંકલ્પરૂપ **अहं** ગુપ્ત છે. તે કારણરૂપ બીજ છે. તે અહ, રજોગુણ અને તામસી પ્રકૃતિમાં ઉતરી આવતાં અહકાર થયો, એટલે અહ સ્પષ્ટ થયો, ખુલ્લો પડયો. "હુંજ કરૂ છું" એ ભાવવાળો થયો. તે અહકારમાંથી આકાશ થયું, આકાશમાથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી જળ, જળથી પૃથ્વિ, પૃથ્વિથી ઓષધી, ઓષધીથી અન્ન, અન્નથી રેત (શુક્ર) રેતથી પુરૂષ. **सएव पुरूष** ॥તેજ તે ॐપરમાત્મા પુરૂષ(આ પુરૂષ) છે. **सोहं अहंस**. તે જે મૂળ ગુપ્ત અહ છે. તેજ આ હુ છું; જે આ અહ (હુ છું) તેજ તે મૂળ અહ (**स**.) છે. સગુણ બ્રહ્મ-ગુણેશ (પ્રથમ ઘર) તે નિમિત્ત કારણ છે, અને આ રજોગુણ તામસી પ્રકૃતિ એટલે બ્રહ્મા સાવિત્રીથી થયલો સ્પષ્ટ અહકાર છે તે ઉપાદાન કારણ છે. તેથી ત્રીજો પુરૂપ આ જીવ થયો. તે અહં છે તે એક સરખી રીતે અહં છે. તેજ તે છે.

પૃથ્વિ, જળ, અને અગ્નિ એ ત્રણ દ્રશ્ય અને જડ છે. નાદ છે તે વાયુ, અને બિંદુ છે તે આકાશ. માટે એમ પણ કહ્યું છે કે, **आकाश शरीरं ब्रह्म** આકાશ છે તે બ્રહ્મનું શરીર છે. પ્રકૃતિનુ શરીર વાયુ. સત્વગુણનુ શરીર અગ્નિ, રજોગુણનુ જળ, અને તમોગુણનુ શરીર પૃથ્વી. આકાશાદિ પાંચ ભૂતો, એ કાર્ય; અને પુરૂષ પ્રકૃતિ સાથે ત્રણ ગુણો મળી પાંચ છે તે કારણ. અથવા ઇશ્વર કારણ અને જીવકાર્ય. કારણરૂપજ કાર્ય હોય છે તેથી ઐકયતા સિદ્ધ છે. તે કાર્ય કેવીરીતે પચાયતન દેવ છે તે

કહે છે. આકાશ છે તે ગુણેશ અથવા ગણેશ છે. વાયુ છે તે શિવ છે, તેજ (અગ્નિ) છે તે વિષ્ણુ, જળ છે તે સૂર્ય, અને પૃથ્વી તત્વ છે તે શકિત છે. આ શરીર પંચભૂતનું કાર્ય છે તેજ પચાયતન દેવમય છે. તે એકજ પરમાત્મા પંચનામથી સિદ્ધ છે. અર્થાત્ અદ્વૈતજ સિદ્ધ છે.

સદાચરણ છે તે દુરાચરણથી પર--શ્રેષ્ઠ છે તે સદાચરણથી શ્રેષ્ઠ કર્મ ઉપાસના. તે કર્મ ઉપાસનાથી ઉચ્ચતર ( શ્રેષ્ઠ) બોધ -જ્ઞાન છે. તે જ્ઞાનથી ઉચ્ચતર અનુભવ, એટલે જે જ્ઞાન થાય તેનો સ્વત. અનુભવ લેવાય તે. તેનાથી શ્રેષ્ઠ જીવનમુક્ત સ્થિતિમા રહેવાય (અવશેષ પ્રારબ્ધનો લય કરતા જઇને) તે. તેનાથી શ્રેષ્ઠ વિદેહ મુક્ત સ્થિતિ એટલે બોધ (બીજાને) કરવાથી પણ ઉપરામતા થઈ જવી તે છે. સાંભળીને જાણ્યુ તે જ્ઞાન (**तत्वमसि**). અને તેને અનુભવમાં લઇ વર્તનમાં મુકવુ તે વિજ્ઞાન છે.

અજર એવો એ બ્રહ્મ વિદ્યારૂપ અજરામર રસ છે તે અધિકાર વગર જરતો–પચી શકતો નથી, માટે પ્રથમ તેના અધિકારી થવાની જરૂર છે. ત્યાં દ્રષ્ટાંત કહે છે.

એક રાજા ફરવા નિકળેલો. તેણે એક રાવળીઆની છોકરીને બહુ રૂપવતી જોઇ તેને ઊંચકી મગાવી રાણી બનાવી દીધી. તેને મોટો મેહેલ, દાસીઓ, વસ્ત્રાભૂષણો આપ્યાં. રોજ સુનાં રૂપાના થાળમા અનેક પક્વાન્ન શાક ભાજી રાયતાં અથાણાં પાપડ સેવ ભજીઆં વગેરે ભોજન આવે છે. આગળ પાછળ પંખા નાખનારી દાસીઓ હાજર રહે છે. આ બધો ઠાઠ જોઇને તે રાણીનાં મનમાં ચિંતાએ પ્રવેશ કીધો કે, આ કેદખાનામાં ક્યાં આવી પડી. કારણ કે ઘેર ઘેર રવડી ટુકડો ટુકડો ખાવાની ટેવ પડેલી તેને સ્વતંત્રતાથી નિરાંતે એક ઉત્તમ મહેલમાં બેસી અમૃત જેવું ભોજન

શી રીતે રૂચે ? નહિંજ. રાજા આવી તેને દ્રવ્યના, રત્ન સુવર્ણાદિના ભંડાર બતાવે, લશ્કર સેનાપતિ કોરટો નાટકો બતાવે, પણ તેમાં તેને પ્રીતિ થતી નથી. તેથી પંદર દહાડામાં તો સુકાઈ ગઇ. રાજાને આશ્ચર્ય થયું. દાસીઓ પણ બહુ વિચારમાં પડી ગઈ. રાજાએ વઇદ દાક્તરોની દવા કરી, પુછપાછ તજવીજ કરી. એક વિદ્વાન સાધુ વૈદે પુછી પાકી તજવીજ કરી રાજાને કહ્યું કે રાજાજી ! તમે વગર વિચારે પગલું ભર્યું છે. રાવળીઆની છોકરી ટુકડા ખાનારીને અમૃત ભોજન નહીં રૂચે. (રૂપમાં મોહ પામેલો અધ બનીને પણ જો ક્ષત્રાણી લાવતે તો ફાવતે.) રાજાએ દાસીને કહ્યું કે, એને પુષ્ટ બનાવેતો તું જે માગે તે ઇનામ આપીશ. દાસી ચતુર હતી તેણે મેહેલમાં ગોખલે ગોખલે અને દરેક તાકામાં જુવાર બાજરી મકાઈ ઘઊં વગેરેના રોટલાના ટુકડા કરીને મુક્યા, તે મેહેલમાં રાણીને રાખી. તે રાણીએ પેલા ટુકડા દીઠા. રોજ તે ફરતી હરતી તે ટુકડા ખાતી જાય. તેથી પંદર દહાડામાં મસ્ત પુષ્ટ બની તાત્પર્ય કે, અનેક જન્માંતરોથી વિષયાસક્તિને લીધે પામર વિષયી બની રહેલાને વિવેક વૈરાગ્ય સાધન સપન્ન જ્ઞાનીનું અનુભવામૃત ભોજન રૂચતું નથી. તારક જ્ઞાનભડારમાં તેને પ્રેમ (મોહ) થતો નથી. પામરને બ્રહ્મજ્ઞાન નથી ભાવતું. તેવાને તો ગરૂડ પુરાણાદિનો બોધજ રૂચે. Primary Education. પ્રાથમિક શિક્ષણના અધિકારીને B. A. M A. નું શિક્ષણ વ્યર્થ છે. તેના ઉપદેશક પુરાણીઓજ ઠીક પડે; અને કીર્તિરૂપી માંસના લોચા પર કાગડા તાકી રહે છે તે વિષયી લોક છે, તેવાના બોધક શાસ્ત્રી વગેરે છે. ખરા અધિકારી મુમુક્ષુઓજ આવાં ઉત્તમ અતિમ જ્ઞાનનાં શિક્ષણની કોલેજમાં શ્રોત્રીય બ્રહ્મનિષ્ટ સત્પુરૂષરૂપ પ્રોફેસર (જ્ઞાનદાતા સદ્દગુરૂ સંતો) પાસે આવે છે,

બોધ કરવામાં ત્રણ દોષ નડે છે. લોકોના સહવાસમાં આવ્યાથી

સારો નઠારો કહેવાય, બીજુ, અનેક પદાર્થ, ભોજન વગેરેના મોહની સાથે લોકની સાથે ઘાડા પ્રસંગથી મોહગ્રસ્ત થવાનો ભય રહે છે. અને ત્રીજો દોષ, વાદવિવાદ કરવાના પ્રસંગનો સંભવ આવે છે. તેથીજ કોઇ વિદેહમુક્ત જેવા પુરૂષ બોધની પણ જરૂર નહી જોઇને બોધ કરવાથી પણ ઉપરામ થઇને અસગપણે એકાંતમાં પડયા રહે છે. સારા જાગ્રત જનો પણ ઓળખી–જાણી શકે નહી, એવા ભીલ જેવા થઇને ગમે તે ખુણે પડ્યા રહે છે. એવા જડભરત હતા તે રહુગણ રાજાને મળી આવેલા, તે વિષે ઇતિહાસ ભાગવતાદિમાં સુપ્રસિદ્ધ છે.*

રજોગુણથી કામવિકાર થાય, તેને તામસી પ્રકૃતિ (સ્ત્રી) વગર બીજી કોઈ ધારણ કરી શકે નહીં તેથી એ રજોગુણ મુખ્ય,

* હાલમાં (આજકાલ) પણ વૈરાગ્યપૂર્ણ જ્ઞાનમૂર્તિ શ્રોત્રિય બ્ર. પૂજ્ય મહાત્મા શ્રીમત્ સ્વામિ પ્રકાશાનંદજી છે, જેને લોકો ગોદડિયા બાવા કહે છે, અને જેઓ હાલ શ્રો. બ્ર. પૂજ્ય મહાત્મા શ્રીયુત લલ્લુભાઇ ગોવર્ધનદાસના સહવાસ સત્સગ ઉપદેશ અને કૃપાપ્રસાદથી પોતાના ઉત્કૃષ્ટ ઉગ્ર દૈવી ભવતારક સંસ્કારોના પ્રાબલ્ય પ્રભાવે સ્વપુરૂષાર્થ કરીને, એવી અવધૂત દશામા, જામનગર રાજકોટ કાઠિઆવાડ વગેરેની સ્મશાનભૂમિમાં એકાકી વિચરે છે, તેઓશ્રીની અતીવ શ્રદ્ધાયુક્ત પ્રેમપૂર્ણ ગુરૂભક્તિ માટે, તથા દ્રઢ અપરોક્ષ બ્રહ્માત્મૈક્ય જ્ઞાનમય સ્થિતીમા વિચરતા હુવા જીવન્મુક્તિનું અનુભવામૃત સુખાસ્વાદન કરી રહ્યા છે તેને માટે તેમને અતીવ ધન્યવાદ અર્પિને, તેમને તથા એવા બીજા આ ભૂમડળ ઉપર જેઓ હાલ હશે તેઓ, પૂર્વે જે થઇ ગયા તે, અને અતઃપર થશે તે, સર્વને ષોડષોપચાર યુક્ત પૂજન અર્ચન વંદનરૂપે, લેખક, સવિનય સપ્રેમ, સાષ્ટાંગ પ્રણુતિ પરપરા (પ્રણામ પક્તિ) પુનઃ પુનઃ અર્પિ પોતાને કૃતાર્થ થયલો સમજે છે. **तथास्तु हरि.ॐ**

અને તેમાં ગૌણપણે સત્વ અને તમ છે. તે મુખ્ય રજમાંથી ગૌણ તમ પ્રકટે છે.

પુરૂષના ચાર પાદ છે તેવા પ્રકૃતિના પણ ચાર પાદ છે. સ્વાભાવિકી (મૂળપાદ), જ્ઞાન, બળ, અને ક્રિયા. પંચભૂતની સૃષ્ટિ ઉત્પન્ન કરવામાં ક્રિયાત્મિકા શક્તિ અને જે ગૌણપણે રહેલો છે તે તમોગુણ, એ બેભેગાં થાય છે કે તેનાથી આકાશ થાય છે. અર્થાત્, રજોગુણમાંનો ગૌણ તમ, તથા તામસી પ્રકૃતિનો મુખ્ય તમસ્ ભાગ મળીને, તે બેના સંયોગથી આકાશાદિ પાંચ થાય છે. રજમાનો મુખ્ય રજ+બલાત્મિકા શક્તિ સબંધથી કર્મેન્દ્રિયનાં ડાળાં ફુટે-થાય છે. *

મૂળ પુરૂષ અને પ્રકૃતિ તથા ત્રણ ગુણ, એ પાંચ રૂપ થડ છે, તે અપંચીકૃત છે, તેમાંથી ડાળાં ફુટે છે. તે બધાંમાં મુખ્ય ગુણો ( પુરૂષ, પ્રકૃતિ, ત્રણ ગુણો બધુ ) ચાલ્યા આવે છે. રજોગુણમાનો ગૌણ સત્વ અને જ્ઞાનાત્મિકા શક્તિના સંબંધથી જ્ઞાનેદ્રિયો થાય છે. જે ઇંદ્રિથી જ્ઞાન થાય-સારૂં નઠારૂં જાણવામાં આવે તે જ્ઞાનેદ્રી છે. તે શ્રોત્ર, ચક્ષુ, ઘ્રાણ, ત્વચા, જીવ્હા. એ રીતે રજોગુણના મુખ્ય રજ અને ગૌણ રહેલા સત્વતમ, એ ત્રણે ગુણો ખુલ્લા થયા.

બધી સૃષ્ટિનું મૂળ જે પ્રકૃતિ છે તે, કાંઈ નહિ-મિથ્યા-કલ્પિત છે, તો તેનાથી થયલું બધુંજ કલ્પિત જાણવુ. જેમ એક વંઝા પુત્રને બાર હઝાર પુત્ર અને પંદર હજાર પુત્રીઓ હતાં. તે દરેકને દસ દસ હઝાર પ્રજા હતી. એ વાતના જેવું છે. તે મૂળજ નથી તો વિસ્તાર બધો શબ્દ માત્રજ છે. બધુ પ્રકૃતિમય છે તો શરીર પણ પ્રકૃતિમય છે, તેમાં બિંદુરૂપ આત્મા સત્ય છે, બીજું બધું કલ્પિત છે. શરીર કલ્પિત (મિથ્યા) તો સુખ દુઃખ, રાગ દ્વેષ

---

* વાક્ પાણી, પાદ, પાયુ, અને ઉપસ્થ, એ પાંચ કર્મેન્દ્રિથી કર્મ થાય છે.

માન અપમાન, સ્તુતિ નિંદા, ગાડી વાડી લાડી માડી સાડી પાડી ઝાડી અંબાડી વગેરે સઘળુંજ કલ્પિત–મિથ્યા છે. એક મીંડુ છે તે ઉપર બીજાં અનેક મીંડાં ચઢાવો તો પણ તે કશુંજ નહિં–ગપ. પંચભૂતો માંહેના સત્વાંશ ભાગથી અંતઃકરણ થયાં.

શરીરમાં ૩૨ ત્રિપુટીઓ છે, એટલે ૩૨+૩=૯૬ તે દર્શાવવાને ૯૬ તારની જનોઇ થાય છે અને બિંદુ પુરૂષરૂપ આત્મા એકજ (શરીરમાં) છે તે સૂચક એક બ્રહ્મગાંઠ છે.

પાંચ પાંચના જુમખા –ટોળાં–પાંચ ભૂત, કર્મેન્દ્રિય પંચ, જ્ઞાનેંન્દ્રિય પંચ, પ્રાણપંચ, ચતુષ્ટય અંત.કરણ, મળી ૨૪+પચીસમી પ્રકૃતિ; એ પંચીકરણ, અને છવીસમો જીવ (ભોક્તા). પાંચ વિષયો છે તે ભોગ્ય પદાર્થ હોવાથી નથી ગણ્યા.

અંત:કરણમાં તે આત્મતત્વરૂપ બ્રહ્મ પુરૂષનું (ત્હારૂંજ] પ્રતિબિંબ છે તે તૂંજ ખોટી રીતે હુંપણું માની બેઠેલો જીવ, અથવા શિષ્ય છે, તેજ તું ઊંચે જુવે તો તત્સત્ ગુરૂ–શિવ તૂંજ પોતે છે.

દોરીમાં સર્પનું મિથ્યા ભાન થાય છે તેજ રીતે બ્રહ્મમાં જગતનું મિથ્યાભાન થાય છે. અર્થાત્, ઠેઠ સુધી બધું જગત વિવર્ત છે, એટલે નથી છતાં ભાસે છે તેથી મિથ્યા છે, તો પછી સાક્ષી કોનો ? શું મિથ્યાનો સાક્ષી, એટલે શું ખોટા કલ્પનાના પુત્રનો બાપ ? શું ચિત્રામણની પુતળીનો ધણી ? એમ જોઇ વિચારી શિષ્ય–જીવ છે તે સદ્ગુરૂને કહે છે કે, સાક્ષી છે એમ ઉપદેશીને બધું જગત ઉડાવ્યું. પછી નિર્ગુણ કહીને સાક્ષીત્વ ઉડાવ્યું. ત્યારે જાગ્રત સ્વપ્નાદિ અવસ્થાઓ કોની ? ગુરૂ કહે છે કે એ જાગ્રતાદિ ત્રણ અવસ્થા જીવની છે, અને મહા કારણરૂપ તુર્યા અવસ્થા જે ચોથી છે તે ઇશ્વરની છે. પણ તું તો તે તુર્યાથી પણ અતીત છે. તું જીવ ઇશ્વર કશું નથી. તુર્ય–મહાકારણ દેહ પણ કલ્પિત છે અને તેનું ઇશ્વર નામ પણ કલ્પિત છે. ચાર

શરીર અને ચાર અવસ્થાથી પર–અસગ તું છે. તુ સૌનો સુકાની છે.

સત્વગુણુથી મુક્તિ, રાજસથી યુક્તિ, અને તામસથી ભુક્તિ. દોરડીમા ભાસેલો ભ્રાંતીનો સર્પ કરડેજ નહિ, નિરાંતે સ્વસ્થ રહો. મનરૂપી તમારૂ હડખાયલુ કુતરૂજ તમને કરડે છે. જગત નથી તમેજ પૂર્ણ એકલા અખડ ચિદાકાશરૂપ છો, એમ જો દ્રઢ અપરોક્ષ કરો તો ભય છેજ નહીં. મનને કાગળનુ પુતળુ જાણી મસ્ત રહો. જેના ભાગ નહીં પડી શકે એવું અવ્યય જગતરૂપ અશ્વત્થ વૃક્ષ છે, તેનું મૂળ ઉચે છે. **उर्ध्वं मूळमधः शाखमश्वत्थं प्राहुरव्ययं** ગીતા ૧૫–૧

ઇશ્વર અને જીવ, બેઉ માયા–પ્રકૃતિથી થાય છે. શુદ્ધ વિદ્યા માયામાં જે મૂળ પુરૂષ પરમાત્માનુ પ્રતિબિંબ છે તે ઇશ્વર, અને મલીન એટલે અવિદ્યા માયામાં તેજ પુરૂષનું પ્રતિબિમ્બ છે તે જીવ. આપણી જીવ સ્રષ્ટિ છે તે મનોમય છે, તેથીજ મન શબ્દ ઉપરથી માનસ (માણુસ) કહેવાય છે.

મૂળ પ્રકૃતિ–મૂળ માયા તે બુદ્ધિરૂપા બ્રહ્મશક્તિ છે. તે એક લક્ષણવાળી હોવાથી બુદ્ધિ કહેવાય છે. પરમેશ્વરના અસ્તિત્વનો સ્વિકાર (ગ્રહણ) કરે, તે બુદ્ધિ. એ નિશ્ચયાત્મિકા જ્ઞાનવાળી છે. એ બુદ્ધિ નામની પ્રકૃતિ છે તે, નીચે ઉતરીને સ્રષ્ટિ રચવાના ક્રમનો આરભ કરે છે ત્યારે તેના બે ફાંટા (શાખા–ભાગ) થાય છે. પ્રથમની મૂળ છે તે સ્થિર સ્વરૂપમા છે તેથી ઇશ્વિર રૂપે જાણીએ છીએ. સ્થિર હતી તે નીચે ઉતરવાથી ચંચળતા પ્રાપ્ત ડાલમડોલ થઇ, તેથી સકલ્પ-વિકલ્પાત્મક મનરૂપે થઇ. (ઝાડ ચીતર્યું છે તેમાં જુઓ, તે મૂળ પ્રકૃતિરૂપે રહેલી બુદ્ધિ નીચે મન સજ્ઞાથી લખી બતાવી છે. "છે કે નથી," એવી સકલ્પ વિકલ્પાત્મક–સંશયાત્મક ભાવના મનની છે. નીચે આવતાં બુદ્ધિની એવી ચંચળ સ્થિતિ થઇને તે "મન" નામથી કહેવાઇ, એ મન પંચભૂતની સાથે

જોડાયું તેથી પાંચ પ્રકારની અવસ્થાવાળુ થઇ જાય છે. તે પાંચ અવસ્થા કહે છે. ક્ષિપ્ત, મૂઢ. વિક્ષિપ્ત, એકાગ્ર, અને નિરૂદ્ધ. એ રીતે ચિત્ત સુધી આવતાં મનની પાચ અવસ્થા થાય છે. તેનાથી અધિક નીચે ઉતરી આવતાં અહંકાર (હુ હુ હુ હુ) થઇ ગયું. એ મૂળ જે **अहं** હતું તે ( **एकोहं बहु स्याम्** ) જીવ કોટીમાં નીચે ઉતરી આવતાં ઝાડની ટોચે (અહ) ખુલ્લો થાય છે. ચારેમાં એટલે, મન બુદ્ધિ ચિત્ત અહકાર અથવા સબળ બ્રહ્મથી માંડીને જીવ કોટીની ટોચ સુધીમાં. વસ્તુ તો એકજ **अहं**ની છે; પણ તે અહંકાર સુધી આવતાં ખુલ્લો પડી નિકળે છે. (જુવો આકૃતિ ૫.)

સચ્ચિદાનંદ નિરાકાર નિર્ગુણ પરબ્રહ્મ માટે **स** શબ્દ વાપરવા વેદમાં કહેલુ છે. **सः** નામ રૂપ રહિત તે અખંડ ચિદાનંદ ઘનતત્વ. **इंद्रियेभ्यः पराह्यर्था, अर्थेभ्यश्च परंमनः ॥ मनसस्तुपरा बुद्धि र्योबुध्धेः परतस्तुसः ॥** (ગીતા) **बुध्धेरात्मा महान्पर : ॥ साकाष्टासा परागति॥ सोहं हंसः** ॥ વગેરે ૐ છે તેજ **सः** છે. તેમાં પ્રકૃતિરૂપી **अहं** બીજ ઉમેરાતા **सः अहं (सोहं)** થાય છે. તેથીજ **ॐ सोहं** ત્યાં બોલાય છે. તે **सोहं** નીચે ઉતરતાં તુરીયપદમાં **शिवोहं** થાયછે. સગુણ બ્રહ્મ છે તે **सः** અને તે પ્રકૃતિમાં **सोहं** અને ઇશ્વરમાં **शिवोहं** થાય છે. અને છેક નીચે ઉતરી અહંકારમાં (જીવોનાં ત્રણ પદમાં-(મન, ચિત્ત, અહંકારમાં) **जीवोहं** થાય છે (દેહમાં અહંમમત્વ કરવાથી.)

**सोहं** કહે છે તો પોતાનાજ સ્વરૂપને કહે છે. હું કોણ છું તેની ભ્રાંતિ થવા નહિં પામે માટે **सः** તે હું છું, એવું ભાન જાગ્રત રાખવાને **सोहं** (પોતાનાજ નિજરૂપને) કહે છે. **शिवोहं** કહે છે તો સાક્ષીરૂપ થયો. અને શરીર જગતના મોહથી ભ્રમિત થઇને, પોતાનું ભાન ભુલતાં, જીવ છું એમ કહેતાં ઉલટાઇ ગયો-

ઊંધો પડયો–ભુલ્યો–રવડયો–ગબડયો. પણ બ્રહ્મસ્વરૂપ છે તેજ જીવોહં થાય છે. વૃક્ષનુ વચલુ થડ સીધું છે. ૐ સગુણ બ્રહ્મથી અહંકાર સુધી સીધી લીટી એક થડ છે. અપચીકૃત સૃષ્ટિ છે તે ઇશ્વરની અને પચીકૃત છે તે જીવની છે. જીવનું ઉપાસ્ય તેજ સગુણ–નિર્ગુણ બ્રહ્મ (સ:) છે. ઇશ્વરો–ત્રણ ગુણ ઉપાસ્ય નથી. તે ત્રણે ઇશ્વર માયા ઉપાધિવાળા હોવાથી મોક્ષને માટે ઉપાસ્ય નથી. (તે ફક્ત કૈવલ્ય મોક્ષ ઇચ્છનાર નિરિચ્છ એવા ઉત્તમ અધિકારી માટે એમ કહ્યુ છે.) પણ બીજા જેઓને માયીક વૈભવ, સ્વર્ગ વઇકુંઠાદિની ઇચ્છા છે તેઓને માટે તો તે ઇશ્વરોની ઉપાસના અવસ્ય કર્તવ્ય છેજ. ત્રણે ગુણો પ્રકૃતિના હોવાથી માત્ર કૈવલ્ય પરમપદમાં અભેદત્વે સ્થિતિ ઇચ્છે છે એવા અંતિમ મોક્ષાર્થીને માટે તે ઉપાસના જરૂરની નથી, છતાં સમજીને મોજ ખાતર કરે તો પોતે પોતાનીજ કરે છે તેમાં કોઇ તકરાર નથી. જે જે કર્મ કરે છે તેનાં ફળ તે ઇશ્વર આપે છે. તેમનો પણ કાળ માન્યો છે. ચાર યુગની હજાર ચોકડી થાય ત્યારે બ્રહ્માનો એક દીવસ તેવીજ રાત્રી, તેવા ૩૦ દીવસનો માસ, બાર માસનુ વર્ષ, એવા ૧૦૦ વર્ષનું બ્રહ્માનું આયુષ્ય. બ્રહ્માથી વિષ્ણુલોક ઉચ્ચતર છે. (સત્વગુણ ઉંચો હોવાથી) તેથી બ્રહ્મા કરતાં વિષ્ણુનો કાળ–આયુ સોગણુ વધારે. તે સત્વથી તમ છે તે પર છે. મૂળ પ્રકૃતિ ભાગનો અંધકાર છે. તમોગુણથી સૃષ્ટિ, એ, તમ છે તે પ્રકૃતિનો મૂળ ગુણ છે અને તમ+સત્વ, બે ભેગા થવાથી રજોગુણ થાય છે. તે તમોગુણવાળા મહાદેવનો કાળ વિષ્ણુથી પણ ૧૦૦ ગણો અધિક છે. એ ત્રણ ગુણ અને ચોથો જીવ સાથે ચારેનો લય પ્રકૃતિમાં, અને પ્રકૃતિનો પુરૂષમાં લય. પુરૂષ પરમાત્માની સ્વયં પ્રકાશતા સારી રીતે પ્રકાશે ત્યારે પ્રકૃતિનો પણ વિલય થાય. ઉપાસના કાળે સગુણ કહો અને નહીં કરો તો નિર્ગુણ છેજ. વાસ્તવે એકજ શબ્દ

પરસ્પરની અપેક્ષાથી કહેવાય છે તેથી સમજવા માટે ગોજ્યા છે. પરમતત્વ ચિદાકાશમય આનંદઘન સ્વયંસિદ્ધ તમે તે પરબ્રહ્મ સ્વરૂપેજ છો.

પાણી વસ્તુ એકજ છે. તેના કરોડો પરપોટા અનંત બિંદુ છે. તે કોઇને પાણીથી છેટું નથી, તે જળજ છે.—વગર તકરારે જળજ છે. તેમ, અનંત અસંખ્ય જીવો જગત વગેરે બ્રહ્મસ્વરૂપજ છે. પંચકોના જુમખાની સ્થૂળ સૂક્ષ્માદિની ઉપાધિને લઇને ભુલ પડી ગઇ તેથી તે બધુ બહિર દ્રષ્ટિથી જોઇ અહંમમત્વ મજબુત થવાથી ભિન્ન મનાયું. માળામાં સૂત્ર એકજ--ઠેઠ સુધી એકજ છે પણ દેખાતુ નથી. જો મણકા અલગ દૂર ખસેડો તો જોઇ શકાય. તે સૂત્રને આધારેજ બધા મણકા રહેલા છે. તે સૂત્ર ગુપ્ત છે. મણકાથી આચ્છાદિત છે. તજે તત્વ છે. તેમ, **नेति नेति** કરી સર્વ કલ્પના દ્રશ્યાદિને દૂર કરી અંતર ઉતરી અધિષ્ઠાન તત્વ તપાસતાં વૃત્તિ પણ છેવટ તદ્રુપ બની ખોવાઇ જતાં તત્સત્ રૂપેજ રહેશો. આખા વિશ્વ વૃક્ષનુ એકજ મૂળ—થડ સળંગ છે. ઊંચે દ્રષ્ટિ કરો. તમે સ્વયં તેજ છો. **तत्वमसि ॐ ओमहं सोहं शिवोहं. ब्रह्मैवाहम्. ॐ तत्सत्.**

ૐ છે તે શરીર રૂપ છે. ઇશ્વરકોટિનો ઉપલો ભાગ છે તે માથું (ડોકી ઉપરનો ડોકી સહિત ભાગ) છે અને જીવકોટીનો નીચલો ભાગ છે તે ધડ રૂપે છે. તેમાં સત્તા સ્ફુર્તિ પ્રદાતા બુદ્ધિ આદિનો પ્રેરક—ચાલક—પ્રકાશક આત્મા છે તે ગુપ્ત રસ રૂપ છે. અને તે ધડ નીચેથી, પામર વિષયી, અધિકારી એવાં નામ લખીને બે પગ દોરી લાવ્યા તો, એ શરીર પુરૂં થશે.

પિંડે તેજ બ્રહ્માંડે. મૂળ પ્રકૃતિ સંયોગથી બધું બ્રહ્માંડ થવાથી તેનો દેખાવ બધો પ્રકૃતિમય છે. મૂળ પ્રકૃતિથી સીધી લીટીએ મોટો નળ ચાલ્યો તેમાંનો જળરૂપ રસ આસપાસની બધી શાખા, પત્ર, ફુલ,

ફળ, ડાળ, વગેરેમાં વ્યાપ્યો છે. છેક નીચી ભૂમિકાપર ઉભેલાને ઉચ્ચતમ સ્થાને રહેલા ૐ પરમ પુરૂષનું શું ભાન હોય ? ! નહી હોય. જો કે તે પરમાત્મ પુરૂષજ રસ રૂપે વ્યાપ્ત હુવો જીવ રૂપે પણ સ્થિત છે, છતાં ભ્રાંતિથી વિષયોમાં તથા દેહ સ્ત્રી પુત્ર ધનધરા ધામ વગેરેમાં અહંમમત્વ બાંધી બેસવાથી પોતાનુ ખરૂં સ્વરૂપ ભુલ્યો છે તેથી સત્ય સ્વરૂપ લક્ષમાં આવતું નથી. જીવપણું અને ઇશ્વરપણું બધું પ્રકૃતિમાં લય કરે (ભાવના-વિચાર-વિવેકથી સમજી લે) અને પ્રકૃતિને પરમાત્મામાં લય કરે (વૃત્તિને આત્મ તત્વમાં લીન કરી આત્મ-ભાવે કરી દઇ વૃત્તિનું વૃત્તિત્વ ડુબાવી દે) ત્યારે તે જીવાત્મા પરબ્રહ્મમાં લય પામે, એટલે, અભેદ ભાવે થઇ રહે છે.

ઘડા, ગાગર, કોડીઆં, કોઠી, ગોળા, વગેરે બધુંજ, તેનાં ઉપાદાન કારણ (માટી) રૂપ છે. એક પથરાના બે કકડામાંથી એક કકડો જાજરૂમાં જડાય છે, ને બીજાની દેવ મૂર્તિ બની તે ઉપર હજારો મણ ફુલ બીલ્વ તુલસી માળા વગેરે ચઢે છે. જે અધિષ્ઠાન છે તેજ સગુણ બ્રહ્મ છે. તેજ શિવ અને જીવ કહેવાય છે. તે ન્યૂનાધિક ઉપાધિને લઇને, તેવી ઉપાધિ હોવાથી કહેવાય છે. તે બધી સંજ્ઞા કલ્પિત છે. કાળા ડગલા ઘણા જણ પેહેરે છે, પણ અમુક પટીની ઓળખાણથી ફોજદાર, જમાદાર, નાયક, સીપાઈ, સુપ્રીન્ટેન્ડંટ, વગેરે, ઓળખાય છે. વસ્તુ તેની તેજ; સત્તા એકસરખી છે. માજીસ્ટ્રેટ જે કેદની દંડની સજા કરે છે, સીપાઇ પકડી લાવે છે, જડજ દેશનિકાલની કે ફાંસીની સજા કરે છે, તે બધી સત્તા રાજાની છે. તે લોકોની સ્વતંત્ર સત્તા નથી. અને રાજા પોતેજ હુકમ ફરમાવે-બોલે છે, તે સત્તા પણ રાજાનીજ છે. કોઇ સ્થળે મોટાં રૂપથી અને કોઇ સ્થળે નાનાં રૂપથી તે સત્તા પ્રવર્તે છે. તેથી જીવોને ૐ ઉપાસ્ય છે. ત્રણે ગુણ અને પ્રકૃતિનું પણ ઇશત્વ સગુણ બ્રહ્મ ૐ ને વિશે છે. તે ઉપાધિવશાત્ આવેલું ઇશત્વ પણ જતાં,

નિર્ગુણ બ્રહ્મ ૐ સિદ્ધ છેજ. દશ ઇંદ્રિ. પ્રાણ, વિષય, મન, વગેરે બધાં કહે કે, હમે નહી હોત તો તમે શું કરી શકતે? હમો છીએ તોજ ચાલે છે. પરતુ બધાંએ જેની સત્તા અથવા આજ્ઞામા રહે છે તે સગુણ બ્રહ્મ ૐ છે. તેની સત્તા જો બધાંમાં વ્યાપેલી ન હોય તો બધાએ જડ કાષ્ટવત્ અચેષ્ટ પડ્યાં રહે. શેઠ (માલીક)ની સત્તારૂપ દ્રવ્ય નહીં હોતે તો સુંથાર કડીઆ મુનીમ નોકર ચાકર કોઇ ઉભા પણ નહીં રહેતે. તેથી સત્તારૂપ પોતેજ છે તેની સત્તાથી બની રહ્યું છે, એમ જાણો. તમે નાહક કર્તૃત્વાદિ અભિમાનનો બોજો શિરપર ઉઠાવી કર્તા ભોક્તા બની બેઠા છો તેજ માર ખાવાની–જન્મમર્ણની નિશાની–કારણ છે.

ઇશ્વરી સત્તાથીજ થાય છે. **इन्द्रि याणीन्द्रियार्थेषु वर्तंत इति धारयन् ॥** ઇંદ્રિઓ વગેરે બધા પોતપોતાનું કામ કરી રહ્યાં છે, અને ઇશ્વરી સત્તાથીજ બધુ થાય છે તો પછી ચોરી કરવા વગેરેના વિચાર કરે, અને બોલે કે, એ પણ તે સત્તાધીશની સત્તા છે, તો તે યોગ્ય ન કહેવાય. કેમકે, ચોરી કરવાનો વિચાર શાથી કીધો? સત્તાધીશ ઉપરનો વિશ્વાસ ઉઠાવી દઇ સ્વબળથી પોતેજ સુખ અને માન ખાતર ધન મેળવવાને (વિચાર) કીધો. તે તામસ ભાવ થયો. એ લોભ મોહરૂપ દુર્ગુણ હતો તે આગળ આવ્યો. તેથી ત્રણ ગુણની સમાનતાનો માર્ગ ભુલી તમોગુણને માર્ગે (કામના વેગથી) તણાઇ ગયો તેથી પતીત થયો. સત્તા છે તે ત્રણ ગુણનું સામ્રાજ્ય ભોગવનારી તથા નિર્ગુણ છે. એ પુરૂષ કદી તમોગુણને આધીન થાય તો તે ચોરી કરવાના કર્મફળનો ભોક્તા થાય. જો તે સત્વગુણને વશ વરતે તો ઉર્ધ્વગતિ થાય. પરતુ કોઈ ગુણને વશ નહીં થાય, અને ઇદ્રિયોના સામાન્ય ધર્મથી પ્રવર્તે-અસગ આત્મતત્વમાં દ્રષ્ટિ રાખી અસગ રહે, તો તેને પાપ પુણ્ય સ્પર્શ નહીં કરે. ઇંદ્રિઓ, પ્રાણો, વગેરે પાંચે પચકનો કર્તા ભોક્તા

થાય તે જીવ કહેવાય. સાક્ષી બને તો એજ ઇશ્વર-શિવ કહેવાય. અને તે બેમાનો કોઈ પણ ન બને તો પરમાત્મા સ્વયં છેજ. પ્રાણ મન વગેરે બધાં તમારી આત્મસત્તાથી ઝળકી રહ્યા છે, તે તમને કંઈ બાધ કરી શકેજ નહીં; તમે બંધનમાં છોજ નહીં-અખંડ નિત્ય મુક્તજ છો. માત્ર અહંમમત્વની આડ-નડ-વિઘ્ન-વાદળું-પડદો તમને નડે છે. તે આવર્ણ ખસેડી નાખો તો તમે બ્રહ્મ છોજ. અરે ભાઈ વિરા ! તમે તે આવર્ણ કાઢી નાખો તો પણ બ્રહ્મ છો, અને નહીં કાઢો તો પણ બ્રહ્મ છોજ, તેમાં વાંધો શકા નથી. પરંતુ તે નડતર આવર્ણ કાઢી નાખ્યા વગર શાંતિ સુખનો અનુભવ-જીવન્મુક્તિ સુખનો સ્વાદ તમને મળતો નથી, એ વાત છે. વાસ્તવે તમે કોઇથી બંધાયાજ નથી. તમારી સત્તાથી તે બધાં સત્તાવાળાં થઇ રમી રહ્યાં છે. ઘડીઆલને કુંચી આપીશ તો તે ચાલશે. એ જડ વસ્તુ શું મને બાધ કરવાની છે ! ! જે કલ્પિત માયા-પ્રકૃતિ થયલાં છે તેનું બંધન શું ખરૂં હોય કે ? રાજાને કાગળની બનાવેલી રાણીથી બાર પુત્ર થયા તેની મોટી સેના છે તેણે રાજાને બાંધ્યો. એ જેમ હસવા જેવું કથનમાત્ર છે, તેના જેવું છે. કાગળના પુતળા ચેતનને બાંધી શકેજ નહીં. કોઇ કહે, તો તે જુઠો છે-ગપ મારે છે. તું સ્વરૂપે નિત્યમુક્તજ છે.

રાજા જનકને સ્વપ્નથયું. તેમાં બીજા રાજાએ ઘેરી લઇ રાજ લઇ લીધું. જનકને કાઢી મુકી ઢંઢેરો ફેરવ્યો કે, કોઈ એને કંઇ આપે નહી, આપનારને સખત સજા થશે. ભીખ માગે છે પણ કોઈ જનકને આપતુ નથી. કુંભાર પાસે ઠીકરૂં માગતાં તે ઉઠી મારવા આવ્યો. ત્યારે ભુખ અને તિરસ્કારને લીધે ગામને ઝાંપે જઇ રડવા લાગ્યો. અશ્રુ પ્રવાહ ચાલતાં જાગી ઉઠ્યો. ત્યાં તો ખંમા અનદાતા, પોકરાયું. પોતે સ્વતંત્ર રાજા છે, રાણી છે, દીવા છે. બહાર આવી જુવે છે તો કોઇ રાજા કે ફોજ કશુ નથી. બંધન

પણ કશું નથી. બીજે દહાડે ગુરૂ યાજ્ઞવલ્કયને પુછ્યું કે, આ સાચું કે તે સાચું? ગુરૂએ વિચાર કરી કહ્યું કે, રાજા! આ, પણ સાચુ નથી, અને તે પણ સાચું નથી. **यत्द्रष्टं तन्नष्टं** જે દેખાય છે તે નષ્ટજ છે. તે અલ્પ કાળનું નાનું સ્વપ્ન છે, તેવુંજ આ અમુક વર્ષનું અધિક સમયનું મોટુ સ્વપ્ન (જાગ્રત છે તે) છે, આ જાગ્રતમાં તે સ્વપ્ન નથી, તેવું તે સ્વપ્નમા આ જાગ્રત નથી, અને સુષુપ્તિમાં તે બેઉ નથી. તેમ, સ્વરૂપે જાગ્રત થયલાને તે ત્રણે અવસ્થારૂપ સ્વપ્ન નથી.

એક મોટો પથરો જોઈ સલાટે તેમાંથી દસબાર દેવની મૂર્તિ કરવાની કલ્પના કરી. કોણે કરી? સલાટના મને (મનરૂપ બ્રહ્માએ) એ બધાં જેટલાં દેવતા બનાવવાના ધાર્યા તેમાં શુ બન્યુ? કશુજ નહીં. તેમ, જગત ઝાડ કલ્પ્યુ તેમાં કશુંજ બન્યું નથી. કોણે તે બધું કલ્પ્યુ? મનરૂપ બ્રહ્માએ. તે વાસ્તવે કાંઇ નથી, તો બધન પણ સંભવતું નથી. તમે તો સ્વયંજ્ઞાનઘન આનંદ સ્વરૂપ છો.

બ્રહ્માંડ વૃક્ષનાં ઉર્ધ્વ મૂળથી છેક નીચે સુધી પરમાત્મા વ્યાપ્ત છે, એ નિર્વિવાદ છે. તેજ રીતે બ્રહ્મરધ્રથી પગના અગુઠા સુધી આત્મા વ્યાપ્ત છે, પિંડે સોઇ બ્રહ્માંડે. પ્રકૃતિજ કલ્પિત છે તો તેનાથી થયલું જગત પણ કલ્પિત છે. તે જગતનો સાક્ષીભૂત આત્મા અસંગ રહ્યો મિથ્યા જાણે છે. બ્રહ્મની અત્યત નિકટ (નજીક) પ્રકૃતિ છે તે બ્રહ્મથી અભિન્ન છે, તેથી તે બ્રહ્મનો સર્વ સ્વભાવ સત્તાને ધારણ કરવા શક્તિમાન છે. જેમ, લોઢાંનો ગોળો અગ્નિમાં તપીને અગ્નિરૂપ લાલચોળ બને છે (અગ્નિનો દાહકત્વ સ્વભાવ તેનામા પ્રવેશે છે) તેથી જેવી રીતે અગ્નિ દાહ પમાડે તેવીજ રીતે તે ગોળો પણ બાળે છે. તે ગોળામાં દાહકત્વ સ્વભાવ ધારણકરવાનુ સામર્થ્ય–ગુણ હોવાથી તે પણ અગ્નિ જેવું કામ કરે છે. તેમ પ્રકૃતિ પણ બ્રહ્મતુલ્ય કામ કરતી હોવાથી એને બ્રહ્મશક્તિ પણ કહે છે, તેથી

શું તે બ્રહ્મપણાંને પામી ગઇ કે ?! નહીંજ. કેમકે સ્વભાવે તે કાયમ કહી શકતી નથી—લય પામે છે. બરફનો જે પથરા જેવો આકાર ભાગ દેખાયો તે જળમાં થોડીવારમાં લય પામે છે. જો તેમ નહીં થતું હતે તો બરફરૂપે બીજું કહેવુ પડતે. તેમ, પ્રકૃતિ પણ લય પામતી નહીં હોતે તો સત્ય કહેવી પડતે. જે લય પામે તે સત્ય નથી. સત્ય છે તે અખંડ રહે છે. તે લોઢાંના ગોળામાં દાહકશક્તિ આવે છે તેમ, ઇંદ્રિઓ, પ્રાણ, અંતઃકરણ, વગેરે બધા પંચકો જે પ્રકૃતિનું કાર્ય છે તે બધામાં પરમાત્માનો પ્રકાશ (શક્તિ—સત્તા) આવે છે તેથી સૌ કોઇ પોત પોતાનું કામ કરેછે. પ્રકૃતિ પણ જડ છતાં બ્રહ્મની સત્તા વડે ચેતનવત્ જણાય છે. પ્રકૃતિ સ્વતંત્ર નથી, તેનું અધિષ્ટાન બ્રહ્મ છે. બે તત્વ કદી સત્ય હોઇ શકેજ નહીં. જો તેમ થાય તો **एकमेवा द्वितीयं ब्रह्म** એ શ્રુતિને બાધ લાગે. લોઢુ છે તે અગ્નિની દાહકશક્તિ ધારણ કરે છે તેથી તે પોતે કંઇ અગ્નિ થયું નથી. માત્ર અગ્નિના સંગમાં છે ત્યાં સુધીજ દાહકત્વ જેવાં શક્તિ બળ તેમાં દેખાશે. તેજ રીતે ઇંદ્રિઓ વગેરેમાં પણ આત્માની સત્તા બળ રહે છે.

માયા—પ્રકૃતિ એવી ભિન્ન વસ્તુ બીજી નથી. કાચના તકતામાં બીજા કુતરા જોઇને, શ્વાન (પોતાનાજ પ્રતિબિંબથી ભયભીત બની) ભસી મુવો. એજ માયા—એજ અજ્ઞાન. જેણે જગતને સર્વત્ર પોતાનુ સ્વરૂપજ જાણ્યુ છે તે રાગ દ્વેષ કોનામાં કરશે ?! પાર્વતીએ (માયાએ) ભિલ્લા રાણીનું રૂપ લીધું તેનામાં મહાદેવ મોહ પામ્યા—કામથી મોહિત થઇ કૈલાશમાં લઇ જવા પ્રાર્થના કરી. પાર્વતી કહે, આપ યોગીશ્વર થઇને આ શું ?! મારામાં શું વધારે છે! મતલબ કે, અઘટિત ઘટના પટિયસિ માયાની ખૂબી. અર્થાત્, તાત્પર્ય એ કહેવાનુ કે, તુરીય પદ સુધી માયા બાધ કરે છે તે બતાવવા માટે એ યુક્તિ છે.

સન્યાસી છે તે, આશિર્વાદમાં બોલે તો તે, "નારાયણ". બોલવામા તથા વિચારમાં બોલે કે વિચારે તો તે "શિવોહ". નિશાનીમાં પરશુમુદ્રા. તે જપ કરે તે માત્ર ૐનો. સન્યાસી ચતુર્થાશ્રમીએ રોજ ૐનો દસ હજાર જપ તો કરવોજ જોઇએ. દંડ છે તેજ તેને દેવતા છે. દંડ વડે કર્મસૂત્રથી દેવને સ્પર્શ કરે, એજ દેવને નમસ્કાર. દંડ ઉપર સાડાત્રણ આંટાનીજ ગ્રંથી, તે ત્રણ ગુણ અને અર્ધમાત્ર મળીને સાડાત્રણ. તેમાં જે સુત્ર વ્યાપ્ત છે તે બ્રહ્મ સૂત્ર. શ્રી શકર ભગવાને યુક્તિથી બધું વર્ણવેલુ છે.

મનોનાશનો અને વાસના ક્ષયનો સર્વોત્કૃષ્ટ ઉપાય કહે છે.—

**बुद्ध तत्वेन धीदोषः शून्येनैकांत वासिन।।**

**दीर्घ प्रणव मुच्चार्य मनोराज्यं विजीयते।।** (પ. ૬ પ્ર. ૪)

એકાન્તમાં–શૂન્યમાં–જ્યાં કોઇ મનુષ્યાદિનો અવાજ નહીં આવી શકે એવી જગામાં સુખપૂર્વક આસને સ્થિર બેસીને "ઓમ્" નો લાંબો ઉચ્ચાર વારવાર કર્યા કરવો, તે શ્વાસની ગતિ જ્યાં સુધી લમ્બાવી શકાય ત્યાં સુધી કરવો. ઓ————મ્; ઓ————મ્; ઓ————મ્; એમ વારવાર કર્યા કરવાથી મન વશ થશે, યોગબળ અને જ્ઞાનપ્રકાશ વધી જશે, અને વાસનાનો ક્ષય થશે. એ ઉત્તમ કરામત–યુકિત છે. તે બતાવનાર પરમકૃપાળુ સદ્ગુરૂ મહેશ્વરને સાષ્ટાંગ પ્રણુતિ પરંપરા અર્પિ આ ક્ષણે તો અત્ર વિરમાય છે.

**ૐમાં अકાર બ્રહ્માથી જગતની ઉત્પન્તિ.** કોઇ પણ અક્ષર **अ**કાર વગરનો નથી. उકાર તે વિષ્ણુથી પાલન થાય છે. અન્ન ઘાસ કપાસ સ્ત્રી પુત્રાદિ પતિ માબાપ વગેરે બધુ વિષ્ણુરૂપ (બ્રહ્મરૂપ) એટલે શ્રી હરીજ છે. કારણ કે અન્ન બ્રહ્મથી જીવાય છે, ઘાસ ફળ જળથી જીવાય છે તથા રક્ષણ થાય છે. પતિથી સ્ત્રીનું, સ્ત્રીથી પતિનું, મા બાપથી પુત્રનું, પુત્રથી મા બાપનુ રક્ષણ થાય

છે. અને મકાર સંહાર કરે છે. સુષુપ્તિમાં, નિત્ય નૈમિત્તિક અને મહા પ્રલયમાં સંહાર થાય છે. અને અર્ધ માત્રારૂપ મહામાયા ચિતિશક્તિ સર્વમાં વ્યાપક છે. બિંદુરૂપ પરમાત્મા છે. તે બિંદુરૂપ પરમેશ્વરજ ચિતિરૂપે પ્રતિત થઈને, તે શક્તિ–પ્રકૃતિ ત્રણ ગુણો રૂપે વિસ્તરી, તે ગુણમય આ દ્રશ્ય જગત છે. અર્થાત્ તે तत्सत् તત્વરૂપ બ્રહ્મજ છેવટે જગતરૂપે પ્રકાશી રહ્યો છે. બીજુ કોઈ છેજ નહીં.

અંગુઠો અને મધ્યમા આંગળીઓ વડે હાથે ચપટી વગાડીએ છીએ. તે એક ચપટી જેટલો કાળ છે તે ૐકારની એક માત્રા સમજવી.

બે અરણીનાં કાષ્ટનાં ઘર્ષણુથી અગ્નિ પ્રકટે છે તો તે બેઉ કાષ્ટને બાળીને શાંત થાય છે. તેમ ૐકારને ઉપરની અરણી કરવી અને વૃત્તિને–પ્રાણને નીચલી અરણી કરી ઘર્ષણ કરવું. તેનાથી જ્ઞાનરૂપ અગ્નિ પ્રકટી બેઉનો અભાવ કરી, તે જ્ઞાન પણ શાંત થાય છે.

ૐકારને ધનુષ્ય કલ્પી વૃત્તિરૂપ બાણનું તેમાં અનુસંધાન કરી લક્ષ્ય–બિંદુ પરમાત્મામાં છોડવું. તે વૃત્તિઓ રૂપ બાણો તેમાં જઈ સમાઈ જશે. તે પાછા આવશે નહીં.

**तंत्वाभग प्रविशानि स्वाहा। समाभग प्रविश स्वाहा।**
**तस्मिन्सहस्र शाखे। निभगाऽहंत्वयि मृजे स्वाहा॥**

હે ૐ! મારો તારા સ્વરૂપમાં લય કરી દે–સ્વાહા. મારાં અંતરમાં તું ઘર કરી લે–સ્વાહા. તારી માયામાં સહસ્ત્રો શાખા છે; હું તારાં સ્વરૂપમાં સ્નાન કરૂ છું–સ્વાહા.

**एवात्मैवाऽ धस्तादात्मो परिष्टादात्मा पश्चात्दात्मा**
**पुरस्तादात्मा दक्षिणत आत्मो-तरत आत्मैवेदं**
**सर्वमिति सवाएष एवं पश्यन्नेवं मन्वान एवं**
**विजानन्नात्मरतिरात्म क्रीड आत्ममिथुन**
**आत्मानंदः सस्वराड् भवति** (સામ.છાંદોગ્ય. ૭પ્ર.પા.ખ‌ડ.૨૫.

નિઃસંદેહ આત્માજ નીચેથી છે એને આત્મજ ઉપરથી છે; આત્માજ પાછળ છે અને આત્માજ આગળ છે, આત્માજ દક્ષિણથી છે અને આત્માજ ઉત્તરથી છે; આત્માજ આ સર્વ કંઇ છે. જે આ પ્રમાણેજ જુવે છે, આજ પ્રમાણે વિચારે છે, આજ પ્રમાણે જાણે છે, તેને પ્રેમ છે તો આત્મા સાથે, તે રમે છે તો આત્મા સાથે, તે ભેટે છે તો આત્માને, તેના પ્રાણની વિશ્રાંતિ છે તો આત્મામા, એજ તે આત્મરૂપ સ્વારાજ્યમાં અભિષેક પામેલો થાય છે. વળી જુવોઃ–

**ब्रह्मैवेदममृतं.** મુંડકઉ. મંત્ર ૧૧. શ્રી મહાદેવે વામદેવનેકહ્યું છે, કેઃ–

**अंतर्यांगं बहियांगं योविजानाति तत्वतः**
**त्यया मयाप्य सौ वंद्यः शेषैर्वंद्यस्तु किंपुन ॥**

જેણે અંતર અને બહાર એક આત્મદેવને જાણ્યો, તે તો મારે (શિવને) અને તારે (વામદેવને) પણ વંદન કરવા યોગ્ય છે, તો પછી બીજાઓને માટે વંદનીય છેજ, એમાં તો સંદેહજ કેવો?! સર્વ કોઇને તે વંદનીય છેજ.

અવતારો વિષે પુરાણોમાં લખ્યું છે કે જેઓએ ભગવાન સાથે શત્રુતા જાહેર કરી, અને તેમની સાથે યુદ્ધ અને સંગ્રામ કર્યાં, તેમનું બહુજ જલ્દી કલ્યાણ થઇ ગયું; કેમકે તેમને મહારાજે શીઘ્રજ મુક્તિ પ્રદાન કરી.

હે પ્રિય સુજ્ઞ સજ્જનો! જે પુરૂષ પોતા પ્રત્યે શત્રુતા રાખનારાઓનું પણ મનવાણી ક્રિયાથી ભલું ઇચ્છે છે, જે તેમની સેવામા પોતાની અતિ પ્રીય વસ્તુ હાજર કરવાને તતપર રહે છે, જેનાં રોમેરોમમાંથી પ્રેમ ટપકે છે, જેની આંખોમાંથી આનંદ વરસે છે, જેનાં મસ્તિષ્ક ઉપર શાંતિરૂપી ચંદ્ર ચમકી રહ્યો છે, તેવો પુરૂષ ભગવાનનોજ અવતાર છે. એવા મહાપુરૂષની તરફથી વેદાંત પર્વત જેવડા ક્રોધને અને વંટોળીઆ જેવડી શત્રુતાને યુદ્ધ કરવા માટે કહેણ મો-

ફલે છે. તેનાં દર્શન થતાજ ક્રોધનો પર્વત કે શોકના વટોળીઆનું નામ સુદ્ધાં બાકી રહેવાનું નથી. તેમનો ક્યાંયે પત્તો મળે તો કહેવાની કૃપા કરજો. (રામ)

વેદનું અથર્વ વેદીય માંડૂક્યોપનિષત્ સ્પષ્ટ રીતે કહી રહ્યુ છે, કે

ૐ એ રીતનો આ અક્ષર આ સવ છે. તેનું ઉપ વ્યાખ્યાન જાણવા યોગ્ય છે. ભૂત ભવિષ્ય અને વર્તમાન આ સર્વ ૐ કારજ છે,અને જે અન્ય ત્રિકાલથી ભિન્ન છે તે પણ ૐ કારજ છે. નામ વિના પદાર્થનો બોધ થઇ શકતો નથી, તેથી આ પદાર્થનો સમૂહ નામથી અભિન્ન છે, અને નામ જે હોય તે અક્ષરરૂપ હોય છે. અક્ષરોની ઉત્પત્તિ ૐકારમાથી થઇ છે, તેથી ૐ અક્ષર આ સર્વ પદાર્થ રૂપ છે. અથવા ૐકાર વાચક અને બ્રહ્મવાચ્ય છે, ને બ્રહ્મમા સર્વ પદાર્થ કલ્પિત છે, તેથી સર્વ પદાર્થો બ્રહ્મરૂપજ છે; અને એમ હોવાથી બ્રહ્મના વાચક ૐકારમા પણ તે કલ્પિતજ છે. તેથી ૐકારજ આ સર્વ છે. પરબ્રહ્મ જે નામના કથનરૂપ ઉપાય પૂર્વક જાણીએ છીએ તે નામ ૐકારજ છે, તે પર અને અપર બ્રહ્મરૂપ ૐ આ અક્ષર બ્રહ્મની પ્રાપ્તિના ઉપાયરૂપ છે, તેથી તેનું વિસ્પષ્ટ કથનરૂપ ઉપવ્યાખ્યાન જિજ્ઞાસુને જાણવા યોગ્ય છે. ઉક્ત ન્યાયથી ભૂત ભવિષ્ય અને વર્તમાન એવા ત્રણ કાલો વડે પરિચ્છેદ થવા યોગ્ય જે વસ્તુ છે તે પણ આ ૐકારજ છે, તથા જે અન્ય ત્રણે કાળથી ભિન્ન, કાર્યરૂપ લિંગથી જાણવા યોગ્ય, ને કાળવડે પરિચ્છેદ થવાને અયોગ્ય અવ્યાકૃતાદિક છે તે પણ ૐકારજ છે. વાચક અને વાચ્યની એકતા છતાં પણ વાચકની પ્રધાનતાથી અહિંઆ કથન કર્યું છે.

કાર્ય અને કારણરૂપ સર્વ જે ૐકાર માત્ર છે એમ શ્રુતિએ કહ્યુ છે તે આ બ્રહ્મ છે. તે પરોક્ષ પણે કથન કરેલા બ્રહ્મનું હવે પ્રત્યક્ષપણે કથન કરે છેઃ—આ આત્મા બ્રહ્મ છે. અહિ "આ" શબ્દ

વિશ્વ તૈજસ પ્રાજ્ઞ અને તુરીયપણા વડે વિભાગ પામેલાને પ્રત્યગાત્મપણાં વડે અભિનયથી કહેવાને ઇચ્છિત અર્થના નિશ્ચય માટે હાથના અગ્રને હૃદય દેશ પ્રતિ લાવવારૂપ અસાધારણ શારીર વ્યાપારથી) કથન કરે છે. તે આ ૐકારનો વાચ્ય અને કાર્ય કારણ સ્વરૂપથી સર્વરૂપે સ્થિત થયેલો આત્મા જ્ઞાનની સુલભતા માટે ચાર પાદવાળો કલ્પાય છે. આ પાદ ગાયના પાદની પેઠે નિરવયવ આત્મામાં નથી, પણ જેમ વ્યવહારની અનુકુળતા માટે રૂપિયામાં ચાર પાદ (વિભાગ) કલ્પાય છે, તેમ અહિ પણ તુરીયની પ્રાપ્તિ માટે આત્મામા ચાર પાદની કલ્પના કરી છે. વિશ્વનો તૈજસમાં, તૈજસનો પ્રાજ્ઞમા, ને પ્રાજ્ઞનો તુરીયમા વિલય કરવાથી તુરીયનુ જ્ઞાન થાય છે. તેથી પાદની કલ્પના તુરીયના જ્ઞાન માટે છે.

સ્થૂળનો ભોકતા વિશ્વ અને વિરાટનો અભેદ હોવાથી તે વિશ્વ અથવા વૈશ્વાનર છે તે પ્રથમ પાદ છે. સુક્ષ્મનો ભોકતા તૈજસ દ્વિતીય પાદ છે. આનંદનો ભોકતા પ્રાજ્ઞ ત્રતિયપાદ છે. અને તે પ્રાજ્ઞજ ચૈતન્યનાં પ્રધાનપણા વડે આધિદૈવિક સહિત સર્વ ભેદના સમૂહનો નિયતા છે, એજ સર્વ ભેદાવસ્થાવાળો થઇને સર્વનો જ્ઞાતા છે, એજ સર્વની અતર પ્રવેશ કરીને સર્વ ભૂતોનો નિયામક છે, એજ જાગ્રત્ સ્વપ્નના સર્વ જગતનું કારણ છે, અને એજ ભૂતોની ઉત્પત્તિ ને પ્રલય છે.

કોઈ ઇશ્વરવાદી, પ્રભુ સત્ય સકલ્પવાળા હોવાથી તેમની ઇચ્છા માત્રજ સૃષ્ટિ છે, એમ માને છે. કાળવાદી જ્યોતિષીઓ કાળથી ભૂતોની ઉત્પત્તિ માને છે. બીજા વાદી જીવોના ભોગ માટે સૃષ્ટિ છે એમ માનેછે, અને અન્યવાદીઓ ઈશ્વરની ક્રીડા માટે સૃષ્ટિ છે, એમ માનેછે. ત્યાં સિદ્ધાંત કહે છે:—પરમેશ્વરનો આ માયારૂપ સ્વભાવજ આ સૃષ્ટિ છે. તે પૂર્ણકામ એવા દેવને કઈ ઇચ્છા હોય?

કોઇ પણુ નહિ. જેમ રજ્જુ આદિકને અવિદ્યારૂપ સ્વભાવ વિના સર્પાદિક આકારથી ભાસવામાં કારણુપણુ કહેવાને શક્ય નથી, તેમ પરમાત્માને માયારૂપ સ્વભાવ વિના આકાશ આદિક આકારથી ભાસવામાં કારણુપણું કહેવાને શક્ય નથી. પ્રમાણુના અભાવથી કાળમાં ભુતોનુ કારણુ પણું નથી. **देवस्यैष स्वभावो ऽयमाप्त कामस्य का स्पृहा ॥**

હવે તે ચતુર્થપાદરૂપ તુરીયનું સ્વરૂપ કહેવાય છેઃ—

“ તે અંતઃપ્રજ્ઞ (માનસ વિલાસનાં દર્શનની લાલસાવાળો ) નથી,” આ પદોથી તૈજસનો નિષેધ કર્યો છે; “ બહિઃપ્રજ્ઞ (ઇંદ્રિયો-વડે બહારના વિષયોને જોનારો) નથી.” આ પદો વડે વિશ્વનો નિ-ષેધ કર્યો છે; “ ઉભયતઃપ્રજ્ઞઃ ( જાગ્રત સ્વપ્નની મધ્ય અવસ્થાના જ્ઞાનવાળો) નથી.” આ પદો વડે જાગ્રત અને સ્વપ્નની સંધિરૂપ મધ્ય અવસ્થાવાળાનો નિષેધ કર્યો છે, “ પ્રજ્ઞાનઘન (જાગ્રત સ્વપ્નનાં જ્ઞાન જેમાં ઘનીભૂત થઇ ગયાં છે એવી અવસ્થાવાળો ) નથી.” આ શબ્દો વડે સુષુપ્તિ અવસ્થાના અભિમાની પ્રાજ્ઞનો પ્રતિષેધ કર્યો છે, “પ્રજ્ઞ નથી” આ પદો વડે એક કાળમાં સર્વ વિષયના જ્ઞાતાપણાનો નિષેધ કર્યો છે; અને “ અપ્રજ્ઞ નથી” આ શબ્દોથી અચેતનપણાનો નિષેધ કર્યો છે. વળી જે અદૃષ્ટ છે. એટલે પ્રત્યક્ષાદિ પ્રમાણનો વિષય નથી, વ્યવહાર કરવાને અયોગ્ય છે, અર્થાત જે વચનાદિ વ્યવહારના ગંધથી રહિત છે, કર્મેન્દ્રિયોથી અગ્રાહ્ય, અલક્ષણ એટલે અનુમાનનો અવિષય, અચિંત્ય એટલે અંતઃકરણની વૃત્તિનો અવિષય, શબ્દોથી ન કહી શકાય એવો, જેની પ્રાપ્તિમાં એક આત્મજ્ઞાનરૂપ પ્રમાણ છે એવો, અર્થાત મન વાણીથી પર છતાં પણ આત્મજ્ઞાન વડે જાણવાને શકય એવો, કાર્ય કારણરૂપ પ્રપંચના અભાવવાળો, રાગદ્વેષાદિક વિકારથી રહિત, શુદ્ધ પરમાનંદ બોધ સ્વરૂપ હોવાથી મંગળરૂપ, ને ભેદરૂપ વિકલ્પથી રહિત છે, તેને

વિદ્વાનો ચતુર્થ (તુરીય) પાદ માને છે; કારણ કે તે પ્રતીત થતા વિશ્વ આદિક ત્રણ પાદોના રૂપથી વિલક્ષણ છે. તે આત્મા છે, ને તે જાણવા યોગ્ય છે. અહિ પૂર્વે અજ્ઞાન અવસ્થામાં થયેલ આત્માના જ્ઞેયપણાના જ્ઞાનથી આત્માને જાણવા યોગ્ય કહ્યો છે; જ્ઞાન થયા પછી જ્ઞેય કહ્યો નથી; કેમકે આત્માનુ જ્ઞાન થયા પછી તો જ્ઞાતા, જ્ઞાન ને જ્ઞેયના વિભાગરૂપ દ્વૈતનો અભાવ થાય છે.

તે તુરીય, તુરીયથી અન્યના અભાવથી, સર્વરૂપ ને સર્વ દ્રષ્ટા છે. તે તુરીયમાં તત્વના અગ્રહણરૂપ બીજ નથી, તેથી તે બીજથી ઉપજેલા અન્યથા ગ્રહણનો પણ તેમાં અભાવ છે. જેમ સર્વદા પ્રકાશ રૂપ સૂર્યમાં ન પ્રકાશવુ વા અન્યથા પ્રકાશવુ સંભવે નહિ, તેમ સર્વદા દૃષ્ટારૂપ તુરીયમા પણ અજ્ઞાન તથા અજ્ઞાનનુ કાર્ય સભવે નહિ. જાગ્રત અને સ્વપ્નમા રજ્જુમા સર્પની પેઠે તત્વને વિપરીત ગ્રહણ કરવાથી પુરૂષને અન્યથા ગ્રહણરૂપ સ્વપ્ન છે, અને તત્વને નહિ જાણવાથી ત્રણે અવસ્થામા સમાન તત્વને નહિ ગ્રહણ કરવા-રૂપ નિદ્રા છે. તે સ્વપ્ન અને નિદ્રા વિશ્વ તૈજસમાં સમાન હોવાથી તેમને એક કોટિપણુ છે, ને પ્રાજ્ઞમાં માત્ર નિદ્રા હોવાથી તે બીજી કોટિમા આવે છે. તે અન્યથા ગ્રહણને અગ્રહણરૂપ બનેનુ ભ્રાંતિજ્ઞાન પરમાર્થ તત્વનાં જ્ઞાનથી ક્ષીણ થયે સને પુરૂષ તુરીય પદને પામે છે, અર્થાત તુરીયમા બને પ્રકારના બધને નહિ જોનારો પુરૂષ તુરીયમા નિશ્ચય પામેલો થાય છે. **अन्यथा ग्रहणतो स्वप्नो, निद्रातत्व मजानतः । विपर्यासे तयोः क्षीणे तुरीयं पदमश्नुते ॥** अकार પ્રધાન ॐકારનું ધ્યાન કરનારા પુરૂષને વિશ્વની એટલે વિરાટની પ્રાપ્તિ થાય છે; उकार પ્રધાન ॐકારનું ધ્યાન કરનારને (તૈજસ=) હિરણ્યગર્ભની, અને मकार પ્રધાન ॐકારતું ધ્યાન કરનારને (પ્રાજ્ઞ:) અવ્યાકૃતની પ્રાપ્તિ થાય છે; અને मकार ક્ષીણ થયે અજ્ઞાન રૂપ

બીજભાવનો ક્ષય થવાથી અમાત્રરૂપ ૐકારમાં (શુદ્ધ બ્રહ્મમાં) પરિચ્છેદના અભાવથી કદી પણ ગતિ નથી, અર્થાત અમાત્ર પ્રધાન ૐકારનું ધ્યાન કરનારાને જ્ઞાનદ્વારા શુદ્ધ બ્રહ્મની અભેદરૂપે પ્રાપ્તિ થાય છે. તે તુરીયરૂપ ૐકાર આત્માજ છે. જે ઉત્તમ અધિકારી એમ જાણે છે તે પોતાના આત્માવડે પોતાના પરમાર્થરૂપ આત્મામાં પ્રવેશ કરે છે; અર્થાત્, સુષુપ્તિ નામનાં ત્રીજાં સ્થાનરૂપ બીજભાવનો દાહ કરીને બ્રહ્મવેત્તા સ્વસ્વરૂપમાં પ્રવેશે છે; ને તુરીય બીજરહિત હોવાથી પુનઃ ત્યાંથી તે જન્મ પામતો નથી.

**युंजीत प्रणवेचेतः प्रणवो ब्रह्मनिर्भयं । प्रणवे नित्य युक्तस्य न भयं विद्यते क्वचित् ॥** ૐકાર નિર્ભયરૂપ બ્રહ્મ છે, તેથી વ્યાખ્યાન કરેલા પરમાર્થરૂપ ૐકારમાં સાધકે ચિત્તનું અનુસંધાન કરવું. ૐકારમા સર્વદા પોતાના ચિત્તનું અનુસંધાન કરનારને કદીપણુ ભયની પ્રાપ્તિ થતી નથી. **प्रणवोह्यपर ब्रह्म प्रणवश्चपरः स्मृत ॥** ૐકારજ અપર બ્રહ્મ છે, અને ૐકારજ પરબ્રહ્મ છે. પરમાર્થથી માત્રા અને પાદો ક્ષીણ થયે સતે આ ૐકારજ બ્રહ્મ હોવાથી અપૂર્વ (કારણ રહિત), અનંતર (જેની અંતર કાંઇપણ ભિન્ન જાતીય નથી એવો), અબાહ્ય (જેની બહાર કાંઇપણ વસ્તુ નથી એવો), અનપર (અપરરૂપ કાર્યથી રહિત), અને અવિનાશી છે. **अपूर्वोऽनन्तरोऽबाह्योऽनपरः प्रणवोऽव्ययः ॥** એવા ૐકારને જાણવાથી આત્મભાવની પ્રાપ્તિ થાય છે. **सर्वस्य प्रणवो ह्यादि र्मध्य मन्तस्तथैव च ॥ एवंहि प्रणवंज्ञात्वा व्यश्नुते तद नन्तरं ॥** જેમ માયાવીએ રચેલો હાથી, રજ્જુમાં કલ્પાયેલો સર્પ, મરૂસ્થળનુ જળ, અને સ્વપ્નાદિ પદાર્થોના આદિ, મધ્ય અને અંત માયાવી, રજ્જુ, મરૂભૂમિ, ને સાક્ષિ ચેતનરૂપ અધિષ્ઠાન છે, તેમ મિથ્યા

ઉપજેલ આકાશાદિક સર્વ પ્રપચના આદિ, મધ્ય ને અત ૐકાર છે. એવી રીતે અધિષ્ઠાન સ્વરૂપ ૐકારરૂપ આત્માને જાણીને પુરૂષ તેજ ક્ષણમાં પરમાર્થ વસ્તુના આત્મભાવને પામે છે–બ્રહ્મ રૂપ થાય છે. **प्रणवं हीश्वरं विद्यात्सर्वस्य हृदिसंस्थितं । सर्वं व्यापि नमोंकारं मत्वा धीरो न शोचति ।।** સર્વના હૃદયમાં સ્થિત. ઇશ્વર રૂપ પ્રસિદ્ધ ૐકારને સર્વવ્યાપી જાણીને, અર્થાત્ ૐકારરૂપ અસસારી આત્માનો સાક્ષાત્કાર કરીને, આત્માના અજ્ઞાનરૂપ શોકના નિમિત્તના અભાવથી શોક કરતો નથી. **अमात्रोऽनन्त मात्रश्च द्वैतस्योपशमः शिवः। ॐकारो विदितोयेन समुनिर्नेतरोजनः ।।** ૐકાર પાદ વિભાગથી તથા માત્રા વિભાગથી રહિત હોય ત્યારે તે તુરીય રૂપ અમાત્ર કહેવાય છે. ૐકાર બ્રહ્મ રૂપ હોવથી તેનો પરિચ્છેદ થઇ શકે એમ નથી, તેથી તે અનતમાત્ર કહેવાય છે. તે અમાત્ર, અનતમાત્ર, દ્વૈતના ઉપશમરૂપ, તથા કલ્યાણરૂપ ૐકારને જેણે જાણ્યો છે, તે પરમાર્થ તત્વનુ મનન કરનાર હોવાથી મુનિ છે. બીજા માત્ર શાસ્ત્ર જાણનારા પુરુષ મુનિ નથી.

* **ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवा । भद्रं पश्ये माक्षभिर्यजत्राः । स्थिरै रंगैस्तु ष्टुवा ं सस्तनूभि । व्यशेम देवहितं यदायुः ॥ ॐ शांतिः शांतिः शांतिः ॥**

---

* જેમ મડૂક (દેડકો) ત્રણ ઠેકડા મારીને જલમાં પ્રવેશ કરે છે તેમ આત્મા જાગ્રદાદિ ત્રણ અવસ્થા છોડીને બ્રહ્મભાવને પામે છે, તેથી આત્મા મડૂંક કહેવાય છે. તે મડૂકના સ્વરૂપની પ્રતિપાદક આ ઉપનિષત માંડૂક્ય કહેવાય છે. તેના ૧૨ મત્રો છે, ને

ઉપર પ્રમાણે શાન્તિ પાઠ–મંત્ર ભણ્યા પછી માંડુક્યોપનિષત્ આરંભ કરાય છે.

ॐ मित्येत तदक्षर मिद ँ सर्वं तस्योप व्याख्यानं भूतं भवद्भविष्यदिति सर्वमोङ्कार एव । यच्चान्यत् त्रिकालातीतं तदप्योङ्कार एव ॥ १ ॥ सर्वंह्येत द्ब्रह्मा यमात्मा ब्रह्म सोऽयमात्मा चतुष्पात् ॥ २ ॥ जागरित स्थानो बहिः प्रज्ञः सप्ताङ्ग एकोनविंशति मुखः स्थूल भुग्वैश्वानरः प्रथमः पादः ॥ ३ ॥ स्वप्न स्थानोऽन्तः प्रज्ञः सप्ताङ्ग एको नविंशति मुखः प्रविविक्तभुक् तैजसो द्वितीयः पादः ॥ ४ ॥ यत्र सुप्तो न कञ्चन कामं कामयते न कंचन स्वप्न पश्यति तत्सुषुप्तम् सुषुप्त स्थान एकीभूतः प्रज्ञानघन एव। ऽऽ नन्दमयो ह्यानन्द भुक् चेतो मुखः प्राज्ञस्तृतीय. पादः ॥ ५ ॥ ॥ एष सर्वेश्वर एष सर्वज्ञ एषोऽन्त र्यामेष योनिः सर्वस्य प्रभ वाप्ययौ हि भूतानाम् ॥ ६ ॥ ॥ नान्तः प्रज्ञं नबहि. प्रज्ञं नोभयतः प्रज्ञं न प्रज्ञानघनं न प्रज्ञं नाप्रज्ञं अदृष्ट मव्यवहार्यमग्राह्य मलक्षणमचिंत्य मव्यपदेश्यमेकात्म्य प्रत्ययसारं प्रपञ्चोपशमं शान्त शिवमद्वैतं चतुर्थं मन्यन्ते स आत्मा स विज्ञेय ॥ ७ ॥

---

તેપર ભગવાન ગૌડપાદે શ્લોકબદ્ધ ટીકારૂપ ચાર પ્રકરણો લખ્યાં છે, તે ગૌડપાદીય કારિકા કહેવાય છે. પ્રેમયુક્ત શ્રદ્ધાસંપન્ન સુજ્ઞ અધિકારી જનોને પાઠ કરવા માટે મૂળ મંત્રો આલેખ્યા છે...

सोऽयमात्माऽध्यक्षरमोङ्कारोऽधिमात्रं पादामात्रा मात्राश्च पादा अकार उकारो मकार इति ॥ ८ ॥

जागरित स्थानो वैश्वानरोऽकारः प्रथमामात्राऽऽप्तेरादि मत्वाद्वाऽऽप्नोति ह वै सर्वान्कामानादिश्च भवति य एवं वेद ॥ ९ ॥

स्वप्न स्थान स्तैजस उकारोद्वितिया मात्रोत्कर्षादुभयत्वाद्वोत्कर्षति ह वै ज्ञान सन्तति समानश्च भवति नास्या ब्रह्मविन्कुले भवति य एवं वेद ॥ १० ॥

सुषुप्तस्थानः प्राज्ञोमकार स्तृतीया मात्रामितेरपीतेर्वा मिनोति ह वा इद ँ सर्वमपीतिश्च भवति य एवं वेद ॥ ११ ॥

अमात्रश्चतुर्थोऽव्यवहार्यः प्रपंचोपशमः शिवोऽद्वैत एवमोङ्कार आत्मैव संविशत्यात्मनाऽऽत्मानं य एवं वेद य एवं वेद ॥ १२ ॥

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः ઇત્યાદિ પૂર્વવત્ શાંતિઃ इत्यथर्ववेदीय मांडूक्योपनिषत्समाप्ता ॥ ॥ ॐ तत्सत् ॥

वीत राग भय क्रोधैर्मुनिभिर्वेदपारगैः। निर्विकल्पो ह्ययं द्रष्टः प्रपंचोपशमोऽद्वयः ॥ રાગ, ભય, દ્વેષ, અને ક્રોધાદિક સર્વ દોષોથી રહિત, સર્વદા મનન કરવાના સ્વભાવવાળા અને વેદના અર્થ તથા રહસ્યને જાણનારા મુનિજનોએ સર્વ વિકલ્પથી રહિત દ્વૈતના અભાવવાળો ને અદ્વૈતરૂપ આ (ॐ રૂપ) પ્રસિદ્ધ આત્મા જાણ્યો છે.

**तस्मादेवं विदित्वैनमद्वैते योजयेत् स्मृतिम् ॥**
**अद्वैतं समनुप्राप्य जडवल्लोकमाचरेत् ॥**

તેથી આને એમ જાણીને અદ્વૈતમાં સ્મર્ણનો પ્રવાહ ચલાવે. તે અદ્વૈતને "હુ અપરોક્ષ અજન્મા આત્મા છું." એમ સારી રીતે જાણીને વિદ્વાન સર્વ લોકવ્યવહારના પારને પામીને ભિક્ષાદિને માટે અન્યની સમીપ "હુ આવી રીતનો છુ," એમ પોતાને વિદ્યા ને કુલાદિકથી પ્રખ્યાત નહિ કરતો છતો લોકમાં વિચરે.

**न कश्चिज्जायते जीवः संभवोऽस्य न विद्यते।**
**एतत्तदुत्तमं सत्यं यत्र किंचिन्न जायते ॥**

મનના નિગ્રહ આદિ ઉપાયો પરમાર્થ સ્વરૂપની પ્રાપ્તિ માટે કહ્યા છે, પરંતુ તે વાસ્તવિક સત્ય નથી. વસ્તુતાએ તો કોઈપણ કર્તાભોક્તારૂપ જીવ કોઇ પણ પ્રકારે ઉત્પન્ન થતો નથી. કારણકે સ્વભાવથી અજન્મારૂપ આ એક આત્માનુ કોઇ પણ કારણ વિશ્વમાં વિદ્યમાન નથી. ઉપાયપણાંવડે કથન કરેલાં વ્યાવહારિક સત્યરૂપ સાધનોમાં આ બ્રહ્મ ઉત્તમ સત્ય છે. જે સત્યસ્વરૂપ બ્રહ્મમાં અણુ માત્ર પણ ઉત્પન્ન થતુ નથી. જેમ કલ્પિત પ્રતિબિંબથી બિંબનું જ્ઞાન થાય છે, તેમ વ્યાવહારિક સત્ય સાધનોથી પરમાર્થ સ્વરૂપનું જ્ઞાન થાય છે.

Om is the initial of God ૐ છે, તે પરમાત્માની સહી છે. એ પ્રભુનું નામ છે તે નામીનું ઓળખાણ કરાવે છે. પરોક્ષજ્ઞાન થયા બાદ અભ્યાસ ચાલુ રહી દ્રઢ થતાં અંતે અપરોક્ષ સાક્ષાત્કાર થઇને ભેદ ભ્રમ નિર્મૂળ થઈ જાય છે. ત્યારે નિરૂપાધિક એવું પોતાનું સચ્ચિદાનંદ બ્રહ્મ સ્વરૂપ અપરોક્ષ થાય છે, તેજ ક્ષણે શાશ્વતિ શાંતિ પ્રાપ્ત થાય છે. એવા મુનિને કાંઇ પણ કર્તવ્ય શેષ

ન રહેવાથી નિજ બ્રહ્માત્મૈક્ય સ્વરૂપમાં અડગ અડગા નાખી રમમાણ રહે છે.

**अस्याणु ध्यानमात्रेण शीर्यते जन्मजारुजः ॥**
**नान्यथा जन्मिनां सोयं जगतां प्रभुरच्युत ः ॥ ॥**

ૐકાર સ્વરૂપ જે પરમાત્માનાં ધ્યાન માત્રથી સંસારમાં પ્રતીત થતા જન્મ, જરા, મરણાદિ મહા રોગો જતા રહે છે. અન્યથા (બીજી કોઇ રીતે) મનુષ્યના એવા મહા ભયકર રોગો જતા નથી. જેઓ અશુભ–માયિક પ્રાણી પદાર્થાદિ વિષયોનુ ધ્યાન, ચિત્વન સ્મર્ણ છોડી દઇને શુભ (ૐ તત્વરૂપ અવિનાશી સદ્દગુરૂ પરમાત્માનુ) ધ્યાન, ચિન્તવન, સ્મરણ, ભજન, વદન કરતા રહે છે, (તેઓની તેવી અમુક અશે યોગરૂપ સાત્વિક શ્રદ્ધા યુકત પ્રેમપૂર્ણ ક્રીયાઓથી) તત્તત્ પ્રમાણમાં હાથપગ પેટ મસ્તક નેત્ર વગેરેના બીજા રોગ જતા રહે છે ખરા, પરંતુ નિષ્કામ ભાવે મન કર્મ વચનાદિથી સર્વ સંગ પરિત્યાગ પૂર્વક એટલે દેહાત્મ ભાવ છોડી અસગપણે શુદ્ધ જ્ઞાન સ્વરૂપ ચિદાત્મ તત્વરુપ પરમ પુરુષ નારાયણનાં ધ્યાનથી તો તે સર્વ રોગમાત્રનાં કારણ રૂપ (સ્થાનરૂપ) શરીરની પુનઃ ઉત્પત્તિરૂપ જન્મ જરા મરણ ભય શોક વગેરે મહા રોગનોજ અભાવ થઇ રહે છે. ભગવાન શ્રી કૃષ્ણે ગીતામાં ગર્જના કરીને એટલે ભાર દઇને પ્રીય પ્રાર્થ પ્રત્યે ઉપદેશ કરતાં કહ્યુ છે કે,—

**ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ॥**
**यः प्रयातित्यजन्देहं सयाति परमां गतिं ॥**

ૐ એટલો ફકત એક અક્ષરબ્રહ્મ છે તેટલા ૐનુંજ ધ્યાન ચિત્વન સ્મરણ (શુદ્ધ પ્રેમ યુકત શ્રદ્ધા પૂર્વક) કરતાં કરતાં જે કોઇ (જે કોઈ એટલેજ સ્ત્રી પુરૂષ માત્ર) દેહ ત્યાગ કરી જાય છે તે વ્યકિત પરમ ગતિને પામે છે.

અર્થ સહિત ૐકારનો પાંચ પ્રકારે જપ કરાય છે. (૧) વાચિક, એટલે બીજાં સાંભળે તેવી રીતે અર્થ ચિંત્વન પૂર્વક જાપ. (૨) ઉપાંસુ,—પોતેજ શ્રવણ કરી શકે એવી રીતે અર્થ ચિંત્વન પૂર્વક જપ કરવો તે. (૩) મનોમય (માનસ)—અંતરમુખ, તે અર્થ ચિંત્વન પૂર્વક મનથીજ જપ કરવો તે. (૪) ધ્યાનજ–પોતાની મેળેજ અંદર જાપ થયા કરતો હોય તે દ્રષ્ટારૂપે જોવો. અને (૫) અભેદ ભાવ.—તે ૐકાર રૂપજ હું છુ, સોહંરૂપ છુ. એ ઉપરોકત પાંચ પ્રકારમાંથી પ્રથમ પ્રકાર કરતાં બીજો અને બીજા કરતાં ત્રીજો, ત્રીજાથી ચોથો શ્રેષ્ઠ છે. અને તે સર્વ કરતાં પાંચમો અભેદભાવ પ્રકાર સર્વથી શ્રેષ્ટતમ છે.

આઠમાસ મુખસેં જપે, સોળહમાસ કંઠ જાપ;
બત્રીસ માસ હૃદયે જપે, રહે ન તીનો તાપ.

નિર્મળ શ્રદ્ધાયુકત પ્રેમપૂર્વક એકવાર ઉચ્ચારેલો આ ૐ સર્વે પ્રાણોને ષટચક્રના ભેદન વડે સુષુમ્ના દ્વારાએ બ્રહ્મરંધ્રે પ્રતિ લઇ જાય છે. તે આ પ્રાણોને ઉપર લઇ જાય છે, તેથી ૐકાર કહેવાય છે, અને સર્વે પ્રાણોને નમાવે છે, તેથી પ્રણવ કહેવાય છે. તે પ્રણવ ચાર વેદ અને ચાર દેવના કારણરૂપ હોવાથી ચાર પ્રકારે સ્થિત છે એમ ધ્યાન કરવું. તે પાદાદિને બુદ્ધિમા ધારણ કરનાર પુરૂષ આશ્રિતોને સર્વ દુઃખો તથા ભયોથી સારી રીતે તારે છે. [અથર્વશિખ. ઊ.] ૐકારનું ઉચ્ચારણ કરવાથી સર્વ શરીર ઊર્ધ્વ થઇ પ્રાણ ઉપર જવા લાગે છે તેથી તે ૐકાર કહેવાય છે. ઉચ્ચારણ કરનારને તે ચાર વેદની પ્રાપ્તિ કરે છે તેથી તે પ્રણવ કહેવાય છે, અને તે ઉચ્ચારણ કરવાથી સાધક તે વડે પ્રતિપાદ્ય બ્રહ્મને પામે છે, તેથી તે સર્વવ્યાપી કહેવાય છે. તેનું ઉચ્ચારણ કરવાથી દશેદિશામાં અંત પ્રતિત થતો નથી, તેથી તે અનંત કહેવાય છે. તેનું ઉચ્ચારણ

સંસાર સાગરથી તારે છે, તેથી તે **તાર** કહેવાય છે. તેનું ઉચ્ચારણ કરવાથી પુરૂષ સૂક્ષ્મ થઇને સ્થાવર જંગમ શરીરોને આધીન કરે છે, તેથી તે સૂક્ષ્મ કહેવાય છે. તેનું ઉચ્ચારણ નાડીસમૂહના દોષોને દૂર કરે છે, તથા કાર્ય સહિત અજ્ઞાનનો વિનાશ કરે છે, તેથી તે શુકલ કહેવાય છે. તેનુ ઉચ્ચારણ મહાન્ અજ્ઞાનમા પ્રકાશ કરે છે, તેથી વૈદ્યુત કહેવાય છે. તેનુ ઉચ્ચારણ સાધકને પરબ્રહ્મ રૂપ કરે છે, તેથી તે પરબ્રહ્મ કહેવાય છે.

(અથર્વા મુનિએ જોયેલા શિર જેવા સારભૂત મંત્રો જેમાં હોવાથી જેને અથર્વ શિર ઉપનિષદ કહે છે તે. અ. ઉ.)

હવે શ્રી કૃષ્ણ યજુર્વેદીય કાઠકોપનિષત્ પ્રથમાધ્યાયની બીજી વલ્લીમાં ભ. યમરાજાએ નચિકેતા પ્રત્યે બ્રહ્મવિદ્યાના ઉપદેશરૂપ વર પ્રદાન કરેલું છે ત્યાં મંત્ર ૧૫થી જે ઉપદેશ્યુ છે તે કહેવાય છે.

**सर्वे वेदा यत्पदमामनन्ति तपा ँ सि सर्वाणि च यद्वदन्ति ॥**
**यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्तेपद ँ संग्रहेण ब्रवीम्यो मित्येतत् ॥ १५ ॥**

સર્વે વેદો ( ઉપનિષદો ) પ્રાપ્તવ્ય એવાં જે પદને પ્રતિપાદન કરે છે, અને સરવે તપો (કર્મો) ચિત્તશુદ્ધિ દ્વારા જેની પ્રાપ્તિને માટે છે, તથા જેને ઇચ્છનારા તેની પ્રાપ્તિને માટે બ્રહ્મચર્ય આચરે છે, તે પદને તારાપ્રતિ હું સક્ષેપથી કહુંછું. આ પદ ૐ એટલે ૐ શબ્દનું વાચ્ય તથા ૐ શબ્દરૂપ પ્રતીક વાળું છે. જે શબ્દનું ઉચ્ચારણ કરવાથી જે વસ્તુ સ્ફુરે છે તે તેનું વાચ્ય છે. એકાગ્ર ચિત્તવાળા પુરૂષને ૐ કારનો વિચાર કરવાથી વિષયના સબંધથી રહિત જે જ્ઞાન સ્ફુરે છે તે તેનું વાચ્ય છે. વથી ૐકારનો આશ્રય કરીને

તેનું વાચ્ય બ્રહ્મ હું છું એમ ધ્યાન કરે. તેમાં અસમર્થ હોય તે પ્રતીકરૂપ **ओम्** શબ્દવિશેજ બ્રહ્મદૃષ્ટિ કરે. ધ્યેય વસ્તુના સ્વરૂપનું ગ્રહણ નહિ થયે ધ્યેય વસ્તુની ભાવનાથી શાસ્ત્રોક્ત રીતે જે અન્ય વસ્તુનું ધ્યાન કરવામા આવે તે વસ્તુ પ્રતીક કહેવાય છે. અહિં સગુણ વા નિર્ગુણ બ્રહ્મના સ્વરૂપનુ ગ્રહણ નહિ થગે આ "ૐ અક્ષર બ્રહ્મ છે" એમ તેની ભાવનાથી ૐ અક્ષરનું ધ્યાન કરવામાં આવે છે, તેથી આ ૐ અક્ષર પ્રતીક રૂપ છે.

**एतद्ध्ये वाक्षरं ब्रह्म एतद्ध्ये वाक्षरं परम् ॥**
**एतद्ध्ये वाक्षरं ज्ञात्वा योयदिच्छति तस्यतत् ॥१६॥**
**एतदालम्बन ँ श्रेष्ठ मेतदालम्बनं परम् ॥**
**एतदालम्बनं ज्ञात्वा ब्रह्मलोके महीयते ॥ १७ ॥**

આ પ્રસિદ્ધ **ओम्** અક્ષર સગુણ બ્રહ્મ છે તથા નિર્ગુણ બ્રહ્મ પણ છે. તે બને બ્રહ્મના પ્રતીકરૂપ આ **ओम्**કાર અક્ષરની બ્રહ્મરૂપે ઉપાસના કરીને જે પુરૂપ જેને એટલે સગુણ બ્રહ્મને અથવા નિગુર્ણ બ્રહ્મને ઇચ્છે છે, તેને તે પ્રાપ્ત થાય છે; અર્થાત્ આ બેમાંથી જો તે પર બ્રહ્મને ઇચ્છે છે તો તે જ્ઞાતવ્ય રૂપ થાય છે, અને જો અપર બ્રહ્મને ઇચ્છે છે તો તે પ્રાપ્તવ્ય રૂપ થાય છે ॥૧૬॥ આ ૐકારરૂપ આલંબન ( ઉપાસનાનો આશ્રય ) બ્રહ્મ પ્રાપ્તિનાં સાધનરૂપ ગાયત્રીઆદિ અન્ય આલબનોમા શ્રેષ્ઠ–પ્રશસ્યતમ છે, અને પરબ્રહ્મ તથા અપર બ્રહ્મને વિષય કરનાર હોવાથી પરરૂપ તથા અપરરૂપ છે. આ આલંબન ને જાણીને પરબ્રહ્મરૂપ વા અપરબ્રહ્મરૂપ બ્રહ્મલોકમા પૂજ્ય થાય છે, અ-ર્થાત્ બ્રહ્મની પેઠે ઉપાસના કરવા યોગ્ય થાય છે. ॥ ૧૭ ॥

તે ૐકારરૂપ આલંબવનવાળા આત્માના સાક્ષાત્ સ્વરૂપનો નિશ્ચય કરવાની ઇચ્છાથી હવે કહે છે કે;–**न जायते म्रियते वा विपश्चित् नायं कुतश्चिन्न बभूव कश्चित् ॥ अजो नित्यः**

**शाश्वतोऽयं पुराणो नहन्यते हन्यमाने शरीरे ॥ १८ ॥**
આ આત્મા જન્મતો નથી, અથવા મૃત્યુ પામતો નથી. ઉત્પત્તિ રહિત હોવાથી એ (આત્મા)માં કોઇ વિકાર ઉપજતો નથી, અને ચૈતન્ય સ્વભાવ વાળો હોવાથી જ્ઞાનવાન છે. આત્મા કોઇથી થયો નથી અને એનાથી કોઇ અન્ય પદાર્થ પણ ઉત્પન્ન થયો નથી, તેથી અજન્મા, નિત્ય, ને શાશ્વત (અપક્ષયથી રહિત) છે. આથી તે પુરાણ–પૂર્વે પણ નવીનજ–છે. આકાશની પેઠે અસંગ હોવાથી શરીરનું હનન થયા છતાં પણ તે હણાતો નથી.

**विवेकी सर्वदामुक्तः कुर्वतो नास्ति कर्तृता ॥**
**अलेप पदमाश्रित्य श्री कृष्ण जनकौ यथा ॥ १९ ॥**

જેમ શ્રી કૃષ્ણ તથા જનક નિર્લેપ એવા બ્રહ્મપદનો આશ્રય કરીને સર્વદા મુક્ત હતા, અને વ્યવહાર દ્રષ્ટિએ કાર્ય કરતાં છતાં પણ તેઓમાં કર્તાપણું નહિ હતું, તેમ અન્ય વિવેકી પણ નિર્લેપ પદનો આશ્રય કરીને સર્વદા મુક્ત છે, અને વ્યવહાર દ્રષ્ટિએ કાર્ય કરતાં છતાં પણ તેમાં કર્તા પણું નથી. (શાસ્ત્ર વચન) ॥ ૧ ॥

**अणोरणीयान्महतो महीयानात्माऽस्यजन्तोर्निहितो गुहायाम् ॥**
**तमक्रतुः पश्यति वीतशोको धातु प्रसादान्महिमानमात्मनः ॥ २० ॥**

આ આત્મા સર્વનું અધિષ્ઠાન હોવાથી સુક્ષ્મ વસ્તુથી પણ અતિ સૂક્ષ્મ છે, અને પૃથ્વી આદિ મહત્પરિમાણ વાળાથી પણ અતિશય મહાન છે. તે સર્વ પ્રાણીની હૃદયરૂપ ગુહામાં પ્રત્યક્ પણા વડે સ્થિત છે. દ્રષ્ટ અને અદ્રષ્ટ બાહ્ય વિષયોથી ઉપરામ પામેલી બુદ્ધિ-વાળો પુરૂપ મન આદિ કારણરૂપ ધાતુની એ નિર્મળતાથી આત્માના

" આ હું છું " એવા મહિમાને સાક્ષાત્ અનુભવે છે, તેથી શોક રહિત થાય છે. ॥ ૨૦ ॥

શાખા ચંદ્ર ન્યાયથી બ્રહ્મનો લક્ષ કરાવાય છે. શબ્દ કંઈ ચંદ્ર સુધી પોંચતો નથી, પણ દ્રષ્ટિ પોંચે છે તેમ બ્રહ્મતત્વનો સાક્ષાત્કાર અખંડ બ્રહ્માકાર વૃત્તિથી થાય છે. હું કોણ છું, તે શોધવાને અહંરૂપ શાખા છે, પછી તો સાક્ષી ચેતનમા લક્ષ કરાય છે ત્યારે અહંને પડતું મુકાય છે. એ અનુભવનો આનંદ વર્ણવી શકાતો નથી. **મનः પ્રત્યક્ ચિત્તે સવિધમાધાય**० મનને હૃત્કમલમાં જ્ઞાનાત્મ તત્વમાં સ્થાપીને એટલે બહાર દોડવાના સ્વભાવથી પ્રતિકુળ કરીને (નિરોધ કરીને) યોગીઓ પ્રાણાયામ કરે છે. **સવિધં** શાસ્ત્રમાર્ગથી વિધી પૂર્વક એટલે યમ, નિયમ, આસનપૂર્વક કુંભક કરે છે. વિષયોને પોતાનામાં સંહાર કરી લે છે (દોષ દ્રષ્ટિથી), તે પ્રત્યાહાર છે. પછી ધારણા, તે હૃત્કમલમાં અનાહત ચક્રમાં મનને રાખે છે ત્યાં સ્થિર થયા પછી આગળ ચાલે છે. વારવાર એકજ વિષયમાં ચિત્ત લગાડવું તે ધ્યાન છે, તેમાં ત્રિપુટી રહે છે. ધ્યાનની પરિપાકાવસ્થા તે સમાધિ છે. તે સંપ્રસાત સમાધિમાં પણ ધ્યાતા, ધ્યાન, અને ધ્યેયરૂપ ત્રિપુટીનો સદ્ભાવ રહે છે. અસપ્રજ્ઞાત સમાધિમાં ત્રિપુટીનો અભાવ થાય છે. ત્યાં ધ્યાતા છે તે ધ્યેય રૂપ બની જાય છે. એ અષ્ટાંગયોગ એક શ્લોકમાં પુષ્પદંતે કહ્યા છે. ત્યાં અંતે કહ્યું છે કે હે શંકર! એવા બ્રહ્માનંદમાં તદ્રુપ થઇ જાય છે તે બ્રહ્મરૂપ આપ છો. શંકરની અષ્ટમૂર્તિ કહેવાય છે. પાંચે ભૂત, સૂર્ય, ચંદ્ર, અને ક્ષેત્રજ્ઞ આત્મા. ગીતામાં પણ ભગવાને કહ્યું છે કે તે હું છું. પરંતુ હે પ્રભો! હુંતો આપનાથી ભિન્ન બીજું કાંઇ તત્વ જોતોજ નથી. ૐકારથી આપનુંજવર્ણન છે.

**अ** કારાદિ (અ—ઉ—મ—) વર્ણથી વ્યસ્ત કહ્યું, ૐથી, સમસ્ત કહ્યું. એ બધાથી વિલક્ષણ તુર્યસ્વરૂપ વિકાર રહિત છે. આપ પણ

સર્વ વિકાર રહિત સર્વાત્મા છો. સ્થૂળ પ્રપચાદિનું વાચ્યાર્થ અકારાદિ છે, અને લક્ષ્યાર્થ કેવળ ચેતન છે. તેમજ સૂક્ષ્મ "ઉ" વિશે, માયા ઉપાધિ પરિત્યાગ થતાં કેવળ ચેતન છે **મ**કાર—તુરીય ઉપાધિ છોડતાં શુદ્ધ ચેતન તે લક્ષ્યાર્થ છે. જગતનુ બીજ ૐ છે. તેવાજ આપ છો અર્ધેન્દુલસિત છો, તેવુજ ૐ માથે (◡) છે. અને-ગંગા બિંદુરૂપ દીસે છે (◡̇). માયા-ઉમા સહિત છો. તેમ ૐ પણ આધ્યાત્મિક શકિત યુક્ત છે. મહેશ-શાંત (**શા**કારાંત છો અને શાંત છો) તેવાજ ૐ છે. શાંત પુરૂષોજ ૐકારનો આશ્રય કરે છે એવા ત્રિગુણાતીત પ્રાપ્ત્યર્થે શિવરૂપ આપને નમસ્કાર કરીએ છીએ. મારૂં તો સામર્થ્ય નથી, પણ આપની ભકિતએ બલાત્કારથી પ્રવૃત્ત કીધો તેથી વાકયરૂપ પુષ્પોપહાર અર્પણ કરૂ છુ. આપની ભક્તિએ મને આશ્વાસન દઇને બોલાવ્યો તેમ બોલ્યો છું. તેમાં ભુલચુક હોય તે મારા તરફ નહી. એ રીતે સ્તુતિ કરવાથી પુષ્પદતને તેની અંતર્ધ્યાન થવા વગેરેની લુપ્ત થયલી શકિત આવી સ્વર્લોકમા ગયો.× તેમ-હમારી અસગત્વે રહેવાની જ્ઞાન શકિત પણ જે લુપ્ત થઇ ગઇ છે તે હમને પણ પાછો મળો, અને હમે પણ હમારે ઘેર (સ્વ સ્વરૂપે-બ્રહ્મમાં અભેદ ભાવે સ્થિતીરૂપ ઘરમાં) જઇશુ. **तथास्तु. ॐ तत्सत्:**

---

× એક રાજા શૈવ હતો. તેના બાગમાથી રોજ નાના પ્રકારના પુષ્પો વગેરે પુષ્પદત લઇ જઇ શકરની પૂજા કરતો. તે ગંધર્વમા અતર્ધ્યાન થવાની શકિત હોવાથી પકડાતો નહી. તેથી તે રાજાએ નિર્માલ્ય એકઠી કરીને આવવાના માર્ગમાં પેસવાની જગે મુકીને કહ્યું કે, એને ઉલઘન કરીને આવે તો તેની બધી શકિત લુપ્ત થાવ. પુષ્પદતને તે ખ્યાલ નહી રહ્યો, તેથી આવ્યો. તે કારણથી શકિત ગઇ હતી તે પાછી આવવા શકરની સ્તુતિ મહિમ્ન સ્તોત્રથી કરી ત્યારે લુપ્ત થયલી શકિત પાછી તેનામા આવી હતી.

યોગ શાસ્ત્રમાં કહ્યું છે કે, ૐકારના અર્થ સહિત જાપથી સર્વ અંતરાયનો અભાવ, અને આત્મદર્શનની યોગ્યતા પ્રાપ્ત થાય છે ।। **ततः प्रत्यक् चेतनाधि गमोऽप्यन्तरायाभावश्च** ।। એ અંતરાય હવે કહેવાય છે. ।।**व्याधिस्त्यान संशय प्रमादालस्याविरति भ्रान्ति दर्शना लब्ध भूमिकत्वान वस्थानानि चित्त विक्षेपास्तेऽन्तरायाः**।। વ્યાધિ, સ્ત્યાન (ધ્યાનમાં અપ્રવૃત્તિ), સંશય, પ્રમાદ, આલસ્ય, અવિરતિ, ભ્રાંતિદર્શન, અલબ્ધ ભૂમિકત્વ, અનવસ્થા, વગેરે જે ચિત્તને વિક્ષેપ કરવાનાં કારણો છે તે અંતરાયો છે. તે સર્વ ૐકારનાં ધ્યાનથી દૂર થાય છે.

સુંદર રમણિક મધુર સરોવરમાં મૃત્તિકાથી લપેટાયલું તુંબડું હોય, તેને જેમ પાણીની છોળો લાગે છે તેથી મટોડી પલળીને ધીમે ધીમે ઉખડી જાય છે તેમ તેમ તુંબડુ ઉંચું આવતું જાય છે, તે પ્રકારે ૐકારનાં–પ્રભુશ્રીનાં ધ્યાનરૂપ મહા મધુર નિર્મળ સરોવરમાં શુભ પરિણામરૂપ છોળો લાગવાથી જીવત્વનો અભિમાની અર્થાત્ જીવરૂપ તુબડુ ઉંચું ચઢે છે: અને જેમ જેમ તે ઉંચું ચઢે છે તેમ તેમ રોગ રહિત થતું જાય છે; અને બધી મટોડી ખસી જતાં તે ધ્યાન સરોવરમાં તે (જીવ) ઝુલતો દેખાય છે–કલ્લોલ–આનંદ કરે છે. ત્યાર પછી મનનું અસ્તિત્વ પણ સમાઇ જઇ અમનસ્ક સ્થિતિ થતાં ધ્યાનાતીત અવસ્થામાં આવે છે. કેમકે હવે ધ્યાન કરવાનાં સાધનરૂપ તે મન વગેરે જવાથી જીવ તે શિવ–સ્વયંબ્રહ્મ-સ્વરૂપે થયો. જીવત્વ જવાથી શુભાશુભ કર્મ સમૂહ પણ તેના ભેળોજ ગયો, પછી જે શેષ રહ્યો તે સચ્ચિદાનંદ આત્મસ્વરૂપેજ રહ્યો. તે સ્વયંપરબ્રહ્મરૂપજ હોવાથી તદ્રુપ થતા જન્મજરા મર્ણ વગેરેનો ભય ભાગી ગયો, મોત મરી ગયું, અને પોતે શાન્ત સુખરૂપે સ્વયંસિદ્ધ અખંડ આનંદમય રહ્યો.

**યોગ: સર્વવિપદ્‌વલ્લી. વિતાને પરશુસિત: ॥**
**અમૂલમંત્રંતંત્રંચ, કાર્મણં નિર્વૃતિ: શ્રિય:॥**

સઘળી આપદારૂપી વેલીઓના સમૂહને યોગ (ધ્યાન યોગ) છે તે તીક્ષ્ણ ધારવાળા કુહાડાના જેવો છે, એટલુંજ નહિ પણ મોક્ષરૂપ લક્ષ્મી પ્રાપ્ત કરવાને અમૂલ મંત્ર, તંત્ર, અને કામણરૂપ છે, ટૂંકમાં છેવટ કહિયે તો તાત્પર્ય એ છે કે, એવા પરમ દૈવતરૂપ ॐકારના અર્થ ચિંતવન પૂર્વક જપ, અને અન્ય સંકલ્પ સ્ફુર્ણના ઉદયરૂપ ઝાંખરાં, કાંટા, કાંકરા, પથરા રહિત નિષ્કંટક સરળ શુદ્ધ સુંદર ધ્યાન માર્ગે નિર્ભયપણે પ્રવાસ કરનાર અંતિમ ફળરૂપ **જ્ઞાનયોગ** સેહેજેજ પ્રાપ્તકરી પોતાનાં મૂળ (સ્વગૃહ–સ્વસ્થાન–મુકામ) સર્વે વ્યાપક અખંડ એકરસ સચ્ચિદાનંદ પરબ્રહ્મ સ્વરૂપમાં, કે જ્યાં ગયા પછી કંઇપણ કર્તવ્ય, પ્રાપ્તવ્ય, ગંતવ્ય, કે જ્ઞાતવ્ય શેષ રહેતુ નથી એવાં ષડુર્મિ વિકાર રહિત સ્વયંપ્રકાશ નિરાવર્ણ નિર્વિશેષ ગુણાતીત બ્રહ્માત્મૈક્ય તત્વસ્વરૂપમાં, અભેદત્વને પામી ॐ તત્ સત્સુખરૂપે થઇ રહે છે. **અસ્તુ.**

આ પ્રકરણનો એ રીતે ઉપસંહાર કરી વધુ વિસ્તાર જરૂરનો (હાલ) નહિ જણાયાથી સમાપ્તિ કરાય છે. અધિક સ્પષ્ટિકરણ સહિત વિશેષ જો લખાયતો હજી લખવા જેવું એ સંબંધમાં ઘણુ છે, પરન્તુ હાલનુ પબ્લિક-જનસમાજ એવા સુધાપૂર્ણ મહામધુર રસનું આસ્વાદન કરવાને ઘણે અંશે રૂચિવાળુ પ્રતીત થતું નથી તેથી ન્યૂનાધિક અંશે એની અભિરૂચિવાળા ઉત્તમાધિકારી તથા સુજ્ઞ જીજ્ઞાસુ–મોક્ષ પિપાસુ માટે જેટલું લખાયુ છે તે **अल** (બસ–પૂર્ણ–બહુ) છે, એમ વિચારી વિરામ પામવું ઉચિત ગણ્યુ છે. **अस्तु हरि:**
**ॐ तत्सत् ब्रह्मार्पणमस्तु. शिवमस्तु.**

ॐકારે શુભ્રવર્ણે, વિધિ હરિહર મયે, સચ્ચિદાનંદ રૂપે,
વૃત્તી સંલગ્ન થાતાં, રૂપગુણ ગણસૌ નામ સાથે વિલાશે;

તત્સત્ ચિત્સુખ પ્રકાશે, નિરવધિ સ્વરૂપે, નિર્વિકલ્પે સમાધૌ,
પરમાનંદ સુધાબ્ધિ, તન, મન ધન સૌ, બ્રહ્મરૂપેજ થાશે. ॥ ૧ ॥

ૐકારે ચિત્સ્વરુપે, ગળિભળિ જઇને, વૃત્તિ વૃત્તિત્વ નાશે,
શશ્વતૃશાન્તી સદા ત્યાં, હું પણ નહિ જ્યાં, આપ રાજે પ્રકાશે;
માયિક દ્રશ્યાદિ ભ્રાન્તી, ભયભુલ ભ્રમણા, ગેબ થઇ એબ જાતાં,
ચિત્સુખ શુદ્ધાત્મ પોતે, રસમય રવિ તનૂ, છેજ સદ્રૂપ થાતાં ॥ ૨ ॥

વાણીના સૌ વિલાસો, મનતન કલના, કલ્પના જાળમાળા,
સર્વે વિરમી સમાશે, રૂપ ગુણ ગણને, નામ સૌ છોડિ ચાળા,
તત્સત્ બ્રહ્માબ્ધિરૂપે, ભયભ્રમ દુખ સૌ, ગેબ થઇ ભેદ ભાગે,
માણેક શાન્તી થતાં ત્યાં, ખપિ હરિમય થયે. દેવ દુંદૂભિ વાગે ॥૩॥

(સત્વસાર સિદ્ધાંત)—પ્રભાત—

જેમ છે તેમ, ને જે છે તેજ આ વિશ્વરૂપે દિસે આપ ત્હારૂં,
શૂં જુવે ચર્મચક્ષુ થકી તાકિને, જે જુવે તે અજાયૂબ ત્હારૂં;
જ્ઞાનમય તત્વ તૂ, બુદ્ધિને પાર છે, બુદ્ધિને તૂં પ્રકાશે છુપાઇ,
હૂંપણુ હોમિને, શાન્ત થઇ જાય તો, તૂં વિના અન્ય કો નાહિ ભાઇ॥૧॥

શાર્દુલવિક્રીડિત.

તત્સત્તત્વ ચિદાત્મ શાન્ત સુખરૂપે, વૃત્તી સમાવી સમો,
દ્રશ્યાદ્રશ્યની કલ્પના મન થકી, ભૂલી સ્વરૂપે રમો;
શશ્વચ્છાન્તિ યદા ભવ રણે, ઇચ્છો વિરા આ ક્ષણે,
માનો, મોહમુકી દ્રઢતયા, માણિક્ય પ્રેમે ભણે.

સર્વોત્કૃષ્ટ ભાવના પૂર્વક ઉપસંહાર (દોહરા).

કહેવાનું તે કહિ દીધું, કેનાયત્રે સાર;
શબ્દો કયાંથી આવિયા, શોધો જઈ ભવપાર. ૧.

સદ્‌ગુરુ તે પરમેષ્ટને, અનુભવિ આત્મ અનૂપ,
માણિક્ય સમજો* સત્પદે, થજો ભૂપના ભૂપ. ૨.

(છપ્પો.)—નિઃસંશય કહું વાત, સત્વશાસ્ત્ર વેદોનું,
તુંતો તે સાક્ષાત, નિકંદન કર ભેદોનું,
સત્ ચિત્ સુખમય શ્રેષ્ટ, તત્વ તૂ તે હરિપોતે;
સ્વયંસિદ્ધ પરમેષ્ટ, અહમાવર્ણજ ખોતે;
હું હું ભિન્નપણાતણી, ભ્રાંતી ખસતા રામ છે,
માણિક્ય મોહ મરીજતા, વિશ્વ બધું સુખ ધામ છે. ૧.

**પ્રિય વાંચક વૃન્દસ્થ તથા શ્રોતૃ વર્ગસ્થ સજ્જન ગણ!**

જ્ઞાન સૂર્યોદય સંજ્ઞક સુધા સમુદ્રરૂપ ગ્રંથનો આ પૂર્વાર્દ્ધ ભાગ ૩ અત્ર સમાપ્ત કરાય છે. પરિસ્થિતી ( surrounding Circumstances ) અને અનુકુળતાને અનુસરીને એ પૂર્વાર્દ્ધમા ભકિતયોગ સત્પુરૂષ અને સત્સંગ, ધર્મ પ્રકર્ણ અને એક માણિક્ય મણિમુક્તાદિ રત્ન પુષ્પમાલા વગેરેનો સમાસ કરાયલો છે. સંવત ૧૯૨૩ પહેલાં અને પછીથી જે જે શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ મહાપુરૂષો, સદ્‌ગુરૂ સ્વરૂપ સંત મહાત્માઓ, શુદ્ધ પ્રેમરસ નિમગ્ન ભક્ત શિરોમણિ સાધુજનો, જ્ઞાની ધ્યાની મુનિ ઋષિ સંજ્ઞાપાત્ર પૂજ્ય વિવેક સંપન્ન સજ્જન મહાશયો, ભક્તજનો, વગેરે સાથે લેખકનો સંબંધ થયલો તે દ્વારા, તે પૂજ્ય વ્યક્તિઓનાં મુખ કમલમાથી પરમપાવની ભગવતિ ગંગા તુલ્ય શાંતિ પ્રદ વાણીનો પ્રવાહ લેખકની ચિત્તભૂમિમા વહી આવેલો તેનો ફોટો, અથવા લેખકની વૃત્તિરૂપ ફોનોગ્રાફમાં છપાયલો (યોજાયલો) ઉપદેશામૃત વાક્ય સમૂહ પદ્યગદ્યાદિ રૂપે નોટબુકોમાં, તે બાલ્યાવસ્થાથી

---

*અભેદપણે સમજજો,

હાલ સુધી, સગ્રહિત હતો. તે ઇશ્વરકોટિના સર્વ પૂજ્ય પુરૂષવરોથી પ્રાપ્ત અન્નકોટ સામગ્રીરૂપ મહાપ્રસાદ આ વિશ્વરૂપ વિશ્વાત્મા અથવા શ્રી હરિગુરૂ પરમાત્માની સેવામાં નિવેદન કરવાનો, તે બાલ્યાવસ્થામાં સ્ફુરેલો સકલ્પાંકુર પુષ્ટ થઇ, પત્ર પુષ્પ, ફળ, શીતળતા, છાયાં, શાંતિ, આનદાદિનુ ભાન કરાવવા સુદર સુખદ દૈવી વૃક્ષરૂપે થઇ, સુયોગ પ્રાપ્ત થયો, તેથી લેખક પોતાના ઇષ્ટ સંકલ્પની પૂર્ણતા થતી જોઇ કૃતકૃત્ય થયો માને છે. તથાસ્તુ. આટલાથી સમજાશેજ, એટલે વધુ કહેવાની જરૂર નથી, કેમકે એ બધી સામગ્રી લેખકનાં ઘરમાંની, ગજવામાંની અથવા કપોળ કલ્પિત નથી, પણ સંતો, ભકતો, મહા- પુરૂષાદિરૂપ ભગવત્સ્વરૂપોનો મહા પ્રસાદજ છે. એ મહાપ્રસાદજ ખાવાનો અધિકાર જેઓને નથી એવા શ્રદ્ધારહિત રાગદ્વેષ સપન્ન જનો માટે એ ગ્રથરૂપ અન્નકોટ સામગ્રી છેજ નહીં; પણ શ્રદ્ધા સપન્ન પ્રેમ પાત્ર સુજ્ઞજનો માટેજ છે. તેથી તેવા સુજ્ઞ વિવેકીજનો, એ સુધા પ્રસાદ ચાખી, અન્ય અનધિકારીને અધિકાર પ્રાપ્ત કરાવી ચખાડે તો તેઓનાં તે શુભ કર્તવ્ય કૃત્ય માટે તેમને ધન્યવાદ સભવે છે. અસ્તુ.

સમુદ્રમાં જળ તો અપાર–ઘણુંજ ભરેલું છે, પણ તે પીવાને બધાને રૂચતું નથી. પરંતુ તેજ જળ વાદળાંનાં મુખમાં જઇને વૃષ્ટિ થાય છે ત્યારે અમૃત જેવું હોઇને પ્રાણી માત્રનાં જીવનનુ હેતુ થાય છે. તદ્વત્, વેદ શાસ્ત્ર શ્રુતિ સ્મૃતિ ગીતા ભાગવત પુરાણ ભારત રામાયણ ઇતિહાસાદિરૂપ મહાસમુદ્ર ભરેલો છે, પણ પ્રેમસ્વરૂપ શ્રી હરિગુરૂમય બની રહેલા મહાત્મારૂપ વાદળાંનાં મુખમાં તેજ રસ જઇને ઉપદેશ રૂપ વૃષ્ટિ થાય છે તે, સર્વ અધિકારી મુમુક્ષુ ભકતજનો વગેરે શ્રદ્ધા સપન્ન પ્રેમી વ્યક્તિઓનો ભવ ભય ભાંગી, અભયયુકત શાંતિ પ્રકટાવી પ્રભુપદ પ્રાપ્ત કરાવે છે. એ દ્રષ્ટાંત દાર્ષ્ટાન્તિથી સર્વને અનુભવ સિદ્ધ છે. તેથી અતીવ પ્રેમ યુકત શ્રદ્ધાથી એનુ દરરોજ અવલોકન કરતા

રહી મનન પૂર્વક નિરંતર અભ્યાસ કરવાથી અજ્ઞાનાવર્ણ દૂર ખસી જતાં દ્રઢ અપરોક્ષ બ્રહ્માત્મૈક્ય સાક્ષાત્કાર થયેથી જન્મ મરણાદિ ભવાટવિ ભ્રમણનાં અસહ્ય દુઃખોથી મુકત થઈ સદ્‌ગુરુ પરમાત્મપદે અથવા સત્ ચિદેકરસ પરમ આનદ સુખરૂપપદે સ્થિતી થશેજ, એ નિર્વિવાદ સિદ્ધ છે.

ઇતિશ્રી જ્ઞાન સૂર્યોદયાખ્ય સુધાસિંધુરુપ પ્રાસાદિક મહાગ્રંથે સમાપ્તોયં પૂર્વાર્દ્ધ ત્રતીય વિભાગઃ ॥ **हरिः ॐ तत्सत्.**

લેખકઃ–ૐ શ્રીહરિ ગુરુ સંતનો અતીવ લઘુતમ અનન્ય બાલક—
(ભક્તરાજ સજ્ઞક) **માણિકયલાલ જ. મહુલારજી.**



# શુદ્ધિપત્ર.

## ભક્તિયોગ પ્રકરણ.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૧૩ | **मनसा** | **मनसो** |
| ૧૨ | ૯ | (બેવકુફ; | (બેવકુફ) |
| ૨૬ | ૮ | રૂપ્ર | રૂપ |
| ૫૮ | ૨૫ | તથી | તેથી |
| ૬૪ | ૩ | દ્વષ | દ્વેષ |

## ઉપાસના પ્રકરણ.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮ | ૪ | નિગુણ | નિર્ગુણ |
| ૧૨ | ૮ | તેગેરે | વગેરે |
| ૨૦ | ૬ | સમાષ્ટ | સમષ્ટિ |
| ૨૦ | ૧૨ | સર્ગુણ | સગુણ |
| ૨૫ | ૫ | યાઢયો | કાઢયો |
| ૩૧ | ૧૦ | સગુંણ | સગુણ |
| ૩૫ | ૧૩ | **सामार्थ्यात्** | **सामर्थ्यात्** |
| ૩૫ | ૧૪ | સામાર્થ્યવાળી | સામર્થ્યવાળી |
| ૩૭ | ૯ | સ્થિીતીવાળા | સ્થિતીવાળા |
| ૫૩ | ૨ | કહી | રહી |
| ૫૬ | ૧ | એને | અને |
| ૫૬ | ૧૦ | **त्यया** | **त्वया** |
| ૬૩ | ૧૪ | **यमिष** | **यम्येष** |
| ૬૨ | ૨૧ | મડૂઠ | મંડૂક |
| ૬૫ | ૧ | **याजयेत्** | **योजयेत्** |
| ૬૮ | ૨૪ | વથી | તેથી |

# તમારે કેવું સાહિત્ય વાંચવું જોઇયે ?

જે તમને હર ઘડીએ કામ લાગે,
જે તમને ને તમારા કુટુંબને તંદુરસ્ત રાખે,
જે દવાના હજારો રૂપીઆ તમારા
ઘરમાંથી જતા બચાવે,
એવી ચોપડી તે
અપૂર્વ જીવનદોરી.

લે. રણછોડલાલ લલ્લુભાઈ ગોવર્ધનદાસ.

એ સહુ કોઇને એકસરખી ઉપયોગી હોવાથી
વડોદરા લાયબ્રેરીએ પણ મંજુર કરી છે.

તો

આવી ઉપયોગી ચોપડી વિના દરેક ઘર
ખાલી કેમ રહી શકે ?

તમે પણ માત્ર એક રૂપીઓ મોકલી
અગર માત્ર કાર્ડ લખી મંગાવી લ્યો.

જે તમને જીવનનું તત્વ સમજાવે,
જે તમને આ ભવમાં સુખી કરે,
ને આવતા ભવમાં મોક્ષ અપાવે,
તે શ્રી અરવિંદ ઘોષ રચિત
ગીતાની વ્યાખ્યા.

આ આવતી કાલના પુરૂષના ગીતા પર અદ્વિતિય વિદ્વત્તાપ્રચુર, પૃથ્થકરણાત્મક લેખો છે, એમાં વિદ્યા અવિદ્યા, વૈષ્ણવી માયાનું લક્ષણ, ગીતાના પાત્ર ને અધીકારી કોણ આદિ પ્રકરણો છે.

આથી તમે ગમે તે મતના હો તો યે તમારે
અવશ્ય વાંચવીજ જોઇએ.

કી. માત્ર આઠ આના.

લખો:—રતિલાલ નાનાભાઇ
ગોપીપુરા, સુરત.

# ઉપસંહારાત્મક દોહરા.—

શત દિવસ હરિમાં રહો, હરિમય થઇ હરિદાસ;
જરૂર હરિરૂપ થઇ જશો, જે છે સર્વાવાસ. —૧.
ચેળઇયી ભમરી બને, ચિંતવન રહેતાં ચિત્ત;
મનપણ હરિ ચિંતવન થકી, હરિરૂપ થાય અમીત. —૨.
અનંત શકિત અપાર બળ, જે કંઈ હરિનું હોય;
તે સઘળું ત્હારૂંજ છે, (જો) સર્વ હરિમય જોય. —૩.
એકજ કરવાનું ખરૂં, ધરિ આ માનવ દેહ;
ઓળખ આ હરિ છે જગત, તૂં પણ હરિ છે તેહ. —૪.
હૂ હૂં ભમની ભ્રાન્તિને, છેદ ભેદ જા પાર;
તત્વ સત્ય ચિત્સુખ છે, માણિક્ય તે હરિસાર. —૫.
(આ) હૂ પ્હેલાંનો હૂં બધે, ભરી રહ્યો ભરપૂર;
તેમાં ચમક દિસે ભલી, ભાતભાતના સૂર. —૬.
શિવ શકતી ગણરાજને, બ્રહ્મદેવ હરિઇન્દ્ર;
સૂર્યચંદ્રને વરૂણયમ અનલ અનીલ સમુદ્ર. —૭.
ધરાવ્યોમ ચૌદભુવન રૂષિમુનિ પિતર સમસ્ત;
દૈત્યયક્ષ દાનવ સકળ, તત્વમાત્ર તે વસ્ત. —૮.
પશુપક્ષી માનવ અને, જંતૂ જંગમ સ્થીર;
દિસે વસ્તુ તે બહુરૂપે, જુવો ફરી મન ધીર. —૯.
થશો નહીં કદી પણ નવા, થયા નથી કંઈ અન્ય;
જે છો તેજ સદૈવછો, સમજી સમતાં ધન્ય. —૧૦.
હું, તું, તે, ને આ બધું, જે છે તે એ તેજ;
"તેજ તૂં" ઉપદેશથી, સમજાશે હૂં સ્હેજ. —૧૧.
તત્ત્વમસિ મહાવાક્ય એ, હરિ ગુરૂ વેદિકજ્ઞાન;
સોઽહં અનુભવ આવતાં, માણેક ભૂલ્યો ભાન. —૧૨.

---

સદ્‌ગુરૂ પરમાત્મ પ્રસાદરૂપ લેખક તરફથી હાલ સુધીમાં પ્રસિદ્ધ થયલા દિવ્ય પ્રાસાદિક ગ્રંથો નીચે લખેલે ઠેકાણે (સીલકમાં હશે તો) મળશે.

| | |
|---|---|
| વિચારમુક્તા.... .... .... .... | ....૦-૮-૦ |
| શાન્તિ સુધારસ .... .... .... | ....૦-૪-૦ |
| સત્સુખ.... .... .... .... | ....૦-૬-૦ |
| માણિક્ય રત્નમણિગણ માલિકા (પ્ર. પુ.) અમૂલ્ય; પરંતુ ખાસ ખરીદ કરવા ઇચ્છનાર પાસે.... | ૦-૫-૦ |
| વૈશ્ય ધર્મનિરૂપણ. અમૂલ્ય. પરંતુ ખાસ ખરીદવા ઇચ્છનાર પાસે .... .... | ....૦-૮-૦ |
| બાળ શિક્ષણ અથવા શિશુ શિક્ષણ .... | ....૦-૫-૦ |
| શાન્તિઃ (અધિકારી સુજ્ઞજનો માટે) શ્રી પરમેશ્વર પ્રીત્યર્થે ૐ તત્સત્ બ્રહ્માર્પણ રૂપે વિના મૂલ્યે.... | |
| શ્રી જ્ઞાન સૂર્યોદય પૂર્વાર્દ્ધ ઉત્તરાર્દ્ધ મધ્યસંધિરૂપ દિવ્ય પ્રકાશ .... .... ... | ....૨-૧૦-૦ |
| મહામણિમાલા .... .... .... | ....૦-૬-૦ |
| જ્ઞાન સૂર્યોદય પૂર્વાર્દ્ધ ભાગ ૧.... .... | ....૨-૦-૦ |
| ” ” ” ” ૨ (બહાર પડેથી) | ....૨-૦-૦ |
| ” ” ” ” ૩.... .... | ...૧-૦-૦ |
| ” ” ઉત્તરાર્ધ ” ૧.... .... | ....૨-૦-૦ |
| ” ” ” ” ૨-૩ (પ્રસિદ્ધ થયેથી) | |

બહારગામથી મંગાવનાર ગૃહસ્થોએ પોષ્ટની ટીકીટો મોકલવા અથવા વી. પી. થી મોકલી દેવા વિશે નિચેને શિરનામે પત્ર લખી, મંગાવવા કૃપા કરવી.

**ભક્તરાજ માણેકલાલ જમનાદાસ મ્હેલારજી**

ઠેકાણું:—સોનીફળીઆ સુરત.